શ્રી ૧૧૫૧

# ગોસ્વામિ શ્રી-
# પુરૂષોત્તમજી મહારાજ વિરચિત
# સિધ્ધાંતરહસ્યગ્રંથની ટીકાનું
# ગુજરાતી ભાષાંતર.

રચનાર

ચિરંજીવી લાલજી ગોસ્વામિ શ્રીવિઠ્ઠલરાયજી.

આપની આજ્ઞા લઈને વૈષ્ણવ ઠા૦ દયાલ મૂળજીયે

મૂળગ્રંથસહિત

શ્રીમુંબાપુરીમધ્યે

જગદીશ્વર છાપખાનામાં છપાવી પ્રસિધ્ધ કર્યું.

સંવત ૧૯૩૭ ના વૈશાખ શુધ્ધ દ્વાદશ્યાં મંગળવાસરે.

તા. ૧૦ મી મે સને ૧૮૮૧ ઈસવી.

નુછાંવર રૂ૦॥।

# प्रस्तावना.

वेदादि शास्त्रना सारात्मक सिध्धांतरूप पुष्टिमार्गना प्रवर्त्त कर्त्ता श्रीमदाचार्यचरणोएजें पोताना मार्गानुवर्त्ति वैष्णवो उपर कृपा करीने वेदशास्त्रनां प्रमाण वचनो सहित संस्कृत ग्रंथो कर्या छे. अने तेमनी टीका आचार्यवंशीय गोस्वामिवर्योयें संस्कृतमांज करी छे. पण हमणानां घणा जरा वैष्णवोने संस्कृतनुं ज्ञान न होवाथी. संस्कृत ज्ञानविनाना एवा जिज्ञासु वैष्णवो पण पोताना मार्गमां शिथिल थईने आरूढ पतितपणाने पामता जोईने पृथ्वीदिग्विजय करनार गोस्वामि श्रीपुरुषोत्तमजीयें शास्त्रप्रमाण वचनो सहित पूर्वोक्त ग्रंथो उपर टीकाओ करीछे. तेमध्येंथी जेटली टीकाओ आपश्रीने मली छे ते उपरथी सांप्रत गोस्वामि श्री लालमणिजी सुत श्री विठ्ठलरायजी नित्य पोताना मंदिरमां कथा करे छे पण श्रोताजन संसारासक्त होवाथी ए भाषणनुं अक्षरशः अवधारण करी शकता नथी. एम जोई तेमनी उपर कृपा करीने ते कथा गुर्जरभाषामां लखी लेवाने वैष्णव दयाल मूलजीनें आपश्रीयें आज्ञा करी. ते आज्ञाने अनुसरीने ए कथा सर्वे वैष्णव दयाल मूलजीयें लखी लीधी, पण कथा श्रवण करवा आवनारा वैष्णवोयें आप श्रीने दैन्यपूर्वक विनति करी के, लखी लीधेली कथा सर्व छपावी जाहेर पडाय तो सारूं, के जेथी सर्व जिज्ञासु वैष्णवोने पोताना अवकाशना-वखतमां जरावार पण वांचवाथी तेमने पोताना जन्म

વૃથા ભવાનું કંઈક જ્ઞાન થાય. અને ભગવત્કથામાં તથા ભગવત્સેવામાં રુચિ થાય. એવા હેતુથી એ ગ્રંથોની ટીકા છપાવી જાહેર પાડવાને આપશ્રી વિઠ્ઠલરાયજીને વિનતિ કરી, ત્યારે આપશ્રીયેં વિચાર્યું કે ગ્રંથો છપાવવા એ કેટલાએક બાળકોને તથા અમોને પણ રુચતા નથી. પણ છપાવ્યા વિના પુસ્તકોનાં થોડા પણાથી, ભગવત્કૃપાથી વૈષ્ણવો થયા, તોએ પણ ગ્રંથો મલ્યા વિના ગ્રંથના અબોધથી આવા ઉત્કૃષ્ટ માર્ગમાં પુરુષોત્તમના સંબંધનું તથા સેવા વગેરેનું સુખ અનુભવમાં આવતું નથી. એવી મ્હોટી ખામી જોઈને છપાવવું જોઈએં. પણ એકલા જિજ્ઞાસુ વૈષ્ણવોનેજ આપવાથી છપાવવા બાબતનો દોષ પેદા થાયછે, તે નહિં થાય? એમ વિચારીને એ વિનતિ અંગીકાર કરીને એ ગ્રંથો છપાવ્યા છે. તેથી પ્રત્યેક ગામમાં જે જે વૈષ્ણવોને બીજને પુસ્તક આપવાને મોકલ્યાં હોય તેમણે ઉપર લખ્યા પ્રમાણેના જિજ્ઞાસુ વૈષ્ણવોનેજ આપવા. કેમ કે છપાવવાનો હેતુ વધારે પુસ્તકો ખપાવવા વગેરે મતલબ ઉપર નથી.

# सूचना.

अशरण शरण शरणागत वत्सल कृपा-सिंधु दीनबंधु गोस्वामि श्री विठ्ठलरायजीने दासानुदास ठकर दयाल मूलजी नी दैन्यपूर्वक विनति के छे के आपश्रीयें जे टीका लखी लेवानी मने गुलामने आज्ञा कीधी अने ते शोधावीने पाछी लखावी, पण ते लखवामां मारी अल्पबुद्धि तथा मंदबुद्धि वाला नी चूक घणी थई हशे, ते आप श्री कृपा करीने क्षमा करशो. अेज म्हारी विनति छे.

सर्व ग्रंथ वांचनारा वैष्णवोने हुं ठकर दयाल मूलजी नम्रतापूर्वक विनति करुं छुं के कथा लखती वखतें म्हारी अल्प तथा मंदबुद्धिवालानी जे जे चूक थई होय ते सर्व वैष्णवोअें म्हारीउपर कृपा करीने क्षमा करवी.

आ ग्रंथमां जे जे पानामां कठिण शब्दो देखावामां आव्या छे, तेनो अर्थ अेज पानामां नीचें कर्यो छे. ते अेवी रीतें के, कठण

शब्दउपर एकडो, बगडो, एवी रीतें अंक कर्या छे. ते अंक लेईने, नीचें एज प्रमाणे एकडा बगडा वाला अर्थ वांचवा.

आ प्रस्तावना शोले ग्रंथो बाबतनी छे. तेथी ज्यारें बधाय ग्रंथ छपाईने भेला थायें, त्यारें तेमां प्रथम ग्रंथ जे यमुनाष्टक ते नीटीकाथी पेहला पानामां ग्रंथ बधा साथें जोडती वखतें नाखवा, अथवा जे ने जे ग्रंथो छूटान राखवा होय तेणे बधाय ग्रंथोनी आ एकज प्रस्तावना समजवी.



# शुद्धिपत्रं.

| पृष्ठ. | पंक्तिः | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| २ | ६ | अेवो. | अेवा. |
| ३ | ५ | तेने. | तेमने. |
| ५ | १२ | तेने. | तेमने. |
| ५ | १५ | तेना. | तेमना. |
| ७ | ८ | आगल कहे छे त्यां शुद्धना कोठामध्यें लखेलो श्लोक वांचवो. | यानास्थाय नरो राजन्, न प्रमाद्येत कर्हिचित्॥ धावन्निमिल्य वा नेत्रे, नस्खलेन्न पतेदिह॥ |
| ७ | १० | अे धर्ममां. | जेन धर्ममां. |
| ७ | १३ | लपरेपणनहीं | लपसेपणनहीं. |
| ११ | १४ | परेवो. | पुरेवो. |
| १५ | २ | टीकालेवुं. | टीकारूप. |
| १५ | १६ | अेवोक्ति | अेवाकर्त्ता |
| ५० | १ | व्येष्टां | वार्त्ता |
| ५२ | ११ | प्रायश्चित्तनीटीपनोअर्थ | पापमटाडवानोउपाय |
| ५२ | १५ | ते लटान् | तद्रूटान् |
| ५६ | १५ | संलवादेवा | संलवादेवा |

| पृष्ठ. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ५८ | ३ | सात्विक. | सात्विका. |
| ६३ | १६ | महालूतो. | लूतो. |
| ६८ | ६ | सेवानो. | सेवाने. |
| ७३ | टीपमां | अडीने. | अडकीने. |
| ७४ | ९ | तेवजतें. | तेल वजतें. |
| ७८ | ३ | समर्पण क्रियानी टीपमां अर्थ. | अंगीकार कराववामां. |
| ८३ | १४ | तेवैष्णव कहेवाय. | स्नेहवालावैष्णव कहेवाय. |
| ८८ | १७ | आसक्ति. | अशक्ति. |
| ९५ | ११ | शुध्ध. | सिध्ध. |
| ९६ | १७ | पोतानेज. | पोताने. |
| १०० | १६ | विरुध्धवाक्यो. | अेवांपरस्परविरुध्धवाक्यो. |
| १०१ | ६ | पहेलानुं करेलुं. | पहेलानु कहेलुं. |
| १०३ | २ | निरूप्य. | निरूप्या. |
| १०४ | १२ | तत्कृत | तत्कृतु |
| १०६ | ५ | कनिष्टतेना कुलमां. | कनिष्ट कुलमां |
| १०७ | १ | अेवमेस्वांत. | अेवमत्स्वांत : |

श्री

॥श्रीकृष्णाय नमः॥

श्रीमदाचार्य विठ्ठलेश्वरचरणकमलेभ्योनमः

श्रीगुरुचरणकमलेभ्योनमः

# અથ

# શ્રીપુરૂષોત્તમજીકૃતસિદ્ધાંતરહસ્યની ટીકાનું ગુજરાતી ભાષાંતર પ્રારંભ કરિયેં છેયેં.

અથ મંગલાચરણનો શ્લોક.

श्रीकृष्णदेवमुखपद्ममरंदपूर्ण; वाक्यानुवादविनिवारितजीवदोषौ॥ आचार्यवर्यचरणौ हृदये निधाय; नत्वा वचस्तदुदितं विवृणोति दासः॥१॥ અર્થ—શ્રીકૃષ્ણદેવના મુખરૂપ કમલ, તેના સુગંધથી પૂર્ણ એવાં વચનોનો [1] અનુવાદ તેણે કરી જીવોના દોષો નિવારણ જેમણે કર્યા છે એવા ને શ્રી આચાર્યવર્ય એટલે આચાર્યોમાં શ્રેષ્ઠ એવા જે શ્રી મહાપ્રભુજી, તેમનાં

---

૧ કહેલી વાતનું કહેવું.

ચરણ હૃદયમાં ધારણ કરીને તેમને અથવા તેમ-
ના વચનોને નમસ્કાર કરીને દાસ છે તે વિવરણ[2] કરે છે.

હવે શ્રી આચાર્યજી ભગવાનની આજ્ઞાયેં ક-
રીને ભગવાનનો અભિપ્રેત[3] એવો જે ભક્તિમાર્ગ
તેને પ્રકટ[4] કરતા "यो वै भूमा, कृषिर्भूवाचक" એ
વગેરે શ્રુતિઓએં કરીને જેનો અંત નહીં એવો
આનંદ તે સ્વરૂપથી ભગવાન જે શ્રીકૃષ્ણ તે-
મને "सवाय मात्मा" એ વગેરે શ્રુતિયોએં કરી
ને અને નારદપંચરાત્રની સ્મૃતિ નિર્દોષ પૂર્ણ
ગુણવિગ્રહ એમણે કરીને પણ નિર્દોષપણું છે.
અને મુક્તોપસૃપ્ય સૂત્રમાં પણ નિર્દોષ જે છે, તે
મણે જ સેવા કરવા લાયક છે. એ પણ જણાય છે
અને હમણાના જીવોને કલિયુગના દોષેં કરીને
અત્યંત સદોષપણું છે. તેથી તેમની કરેલી સે-
વારૂપ ભક્તિ, તેનો ભગવાન જ્યારેં અંગીકાર
કરે નહીં તો તેનું ફલ ન થાય, તેથી "ભક્તિમા
ર્ગનો ઉપદેશ કર્યો, તો એ પણ ફલશે કેમ?" એ-

---

૨ ટીકા. ૩ ગમતું. ૪ જે સદા હોય અને અધીન જણાએં હોય તે નહિ જણાતું હોય તેનું દેખાવું.

वी चिंता एटले विचार, आपें ज्यारें कर्यो, त्यारें तेमनी चिंता मरवासारु प्रकट थया एवा जे भगवान, तेमणे कृपाएं करीने साक्षात् एटले प्रत्यक्ष कह्युं; ते आ ग्रंथमां पोताना मार्गानुवर्त्तिओ जे वैष्णवो, तेने जणाववासारु प्रकट थवानो वखत जतावनारुं वचन तेने पहेलुं सछने वचनोने ग्रंथरूपें बांधता थका, भगवाननां वचनो कहेवासारु प्रतिज्ञा करे छे.

मूलश्लोक.

**श्रावणस्यामलेपक्षे,एकादश्यांमहानिशि॥**
**साक्षाद्भगवताप्रोक्तं,तदक्षरशउच्यते॥१॥**

अर्थ- श्रावणमहिनानो जे अमलपक्ष एटले शुकलपक्ष, तेनी एकादशीनी अर्धरात्रीने विषें श्री भगवाने महोढा महोढ आज्ञा कीधी, ते अक्षरे अक्षर अमे कहीएं छेयें. एम श्री- आचार्यजीएं कह्युं छे. आ ठेकाणे मास, पक्ष, तिथि, अने समय जे जे आपें लख्यां छे, ते आ ब्रह्मसंबंधरूप कहेवाए जे साधन तेने कर-

नारो जे साधक तेमां रहेला जे आधिभौतिक-एटले शरीरना, आध्यात्मिक एटले इंद्रिय-ना अथवा मनना, अने आधिदैविक एटले मनना अथवा आत्माना, ए त्रण प्रकारना जे दोषो, तेने मटाडवानुं सामर्थ्य, आ ब्रह्मसंबंधमां छे. ते जतावबासारु लख्या छे. आ मास नी पूनमउपर श्रवण नक्षत्र आवे छे, तेथी ए नुं नाम (श्रावण) छे. ते श्रावणमासना देवता विष्णु छे. तेमनुं ए नक्षत्र छे, तेथी ए मास पण वैष्णव छे एम कह्युं. ते विषे पुरा-णना श्लोकनुं प्रमाणः—॥ श्लोक ॥

यःकश्चिद्वैष्णवोलोके, मिथ्याचारोऽप्यनाश्रमी॥
पुनातिसकलाँल्लोकान्, सहस्रांशुरिवोदितः॥

अर्थ—जे कोई लोकमां वैष्णव होय, ते जो देहथी सेवा वगेरेनी कृति देखाडे पण मनथी दुष्टा-चरणवालो होय, ते मिथ्याचारी कहेवाय. अने जे चार आश्रममांथी एकमां पण न होय ते अनाश्रमी कहेवाय. एवो जो वैष्णव

હોય તોપણ તે સર્વ લોકને પવિત્ર કરેછે. શ્રી
ગીતાજીમાં મિથ્યાચારીનું સ્વરૂપ કહ્યું છે.
શ્લોક (ગી. અ. ૩ શ્લો. ૬) कर्मेंद्रियाणि सं
यम्य, य आस्ते मनसा स्मरन्॥ इंद्रियार्था
न्विमूढात्मा, मिथ्याचारः स उच्यते॥ અ
ર્થ- કામ કરવાની ઇંદ્રિયોને વશ કરીને, મનથી
તો વિષયનું સ્મરણ કર્યા કરે, એવો મૂઢબુદ્ધિ
જે હોય, તે મિથ્યાચારી કહેવાય.

હવે પહેલો પક્ષ તે શુક્લ પક્ષ છે, તે અમલ
છે એટલે મલવિનાનો છે. તે દહાડે દહાડે વધારે
અજવાળું કરેછે. તેથી શ્રાવણ માસ અને શુક્લ
પક્ષ, તે જાહેરના[1] જે આધિભૌતિક દોષો છે તેને
મટાડનાર છે. એકાદશી છે તે વલી ઉપવાસે
કરીને પાંચ જ્ઞાનેંદ્રિય તથા પાંચ કર્મેંદ્રિય, અ
ગીઆરમું મન, તેના દોષને મટાડનારી છે, એટ
લુંજ નહીં પણ વલી ગુણ પણ પેદા કરેછે તેથી
એકાદશી છે તે આધ્યાત્મિક દોષોને મટાડના

---
૧ દેહના.

रीछे. अने महानिशि ते अर्द्धरात्री ते भक्त
नी रक्षाने अर्थे प्रकट थया जे भगवान् तेमना
प्रकट थवानो काल छे. तेथी आधिदैविक दोषो
ने मटाडनार छे. केम के भगवान्, भक्तनी रक्षा
करवा अने असुरनो संहार करवा प्रकट्या छे ते
म आहीं पण उपर कहेला दोषो मांथी भक्तने मु-
क्त करवा अने असुरने ठेकाणे जे दोषो छे तेनो
संहार करवा आवी वखतमां प्रकटीने ब्रह्मसं-
बंधरूपी साधननो उपदेश कर्यो छे. ते ब्रह्म-
संबंध करनारमां रहेला त्रिविध दोषोने मटाडना
र छे. एम जताव्युं. आहीं जे कहेवाय छे, ते स
र्व भगवानना वाक्यनो विचार करीने श्री
आचार्यजीए आ सिद्धांत रहस्य ग्रंथना
श्लोकमां तेना अर्थना संग्रहरूपी कह्युं छे.
एम प्रास्थीनो आज्ञा करे छे. पण श्रीपुरुषोत्तं
मजी तो कहे छे जे मने तो जीवनुं पण भणा
यछे ते कहीए छीए. के श्रीभागवतना ए

एकादशस्कंधमां समर्पण च्यार ठेकाणें वर्णन
कर्युं छे, तेमां पहेला योगेश्वर जे कवि, तेमनुं
वचन. श्लोक (भा० ए० अ० २ श्लो० ३४)॥ ये
वै भगवता प्रोक्ता, उपाया ह्यात्मलब्धये ॥ अं
जः पुंसामविदुषां, विद्धि भागवतान् हिता
न् ॥ अर्थ-जे भगवाने वगर मेहनतें अ
ज्ञानीने पण पोताने पामवाने उपायो कह्या
छे. ते भागवतधर्म कहेवाय. एम ए भागव
तधर्मनुं लक्षण कहीने आगल कहे छे. जे हे
जनकराजा! ए धर्ममां मनुष्य जधी रीतें र-
हे त्यारें कोई वखत प्रमाद एटले गाफली
नहीं थाय अने आंख्यो वींचीने दोडे तो प-
ण ते पडे नहीं अने लपटे पण नहीं. एवो
ए मार्ग छे. एणे करीने भगवद्धर्मनुं माहा
त्म्य कहीने श्लोक (भा० ए० अ० २ श्लो० ३६) का
येन वाचा मनसेंद्रियैर्वा, बुद्ध्यात्मना वानुसृत
स्वभावात् ॥ करोति यद्यत् सकलं परस्मै,
नारायणायेति समर्प्पयेत्तत् ॥ अर्थ-श-

શરીરેં કરીને, વચનેં કરીને, મનેં કરીને, ઈંદ્રિયોએં કરીને, બુદ્ધિએં કરીને અને વળી પોતાના સ્વભાવ પ્રમાણે પોતેં જે જે કરે છે, તે (નારાયણાય) એમ કહીને સમર્પે. એ શ્લોકેં કરીને બધી ક્રિયાઓ છે, તે ભગવાનને અર્થે સમર્પણ કરવી કહી છે. તે પછી બીજા પણ ભક્તિપૂર્વક ભગવદ્ભજનાદિક ધર્મો કહીને કહે છે. શ્લોક (ભા० એ० અ० ૨ શ્લોક ૪૨) भक्तिः परेशानुभवो विरक्तिरन्यत्र चैष त्रिक एककालः ॥ प्रपद्यमानस्य यथाश्नतः स्युस्तुष्टिः पुष्टिः क्षुदपायोऽनुघासं ॥ અર્થ- પરા ભક્તિ એક, અને ઈશાનુભવ બીજું, અને વૈરાગ્ય ત્રીજું, એ ત્રણે જે શરણાગતિ કરે છે, તેને એક જ વખતમાં થાય છે. હવે એક સાધન કરતાં ત્રણ ફલ કેમ થાય? એવી શંકા ઉપર દૃષ્ટાંત આપે છે. જેમ માણસને જમતી વખતેં એક એક કોળીઆમાં સંતોષ અને પુષ્ટિ એટલે ધાતુક્ષીણપણાની નિવૃત્તિ, અને ભૂખનું મટવું, એ ત્રણે જણશો એક

ज वखतमां थती जाय छे. ए रीतें जमी चूके त्यारें ए त्रणे फल पूरां थई चूके छे. श्लोक. (भा० ए० अ० २ श्लोक ४३) इत्यच्युतांघ्रिं भजतोऽनुवृत्त्या, भक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ॥ भवंति वै भागवतस्य राजंस्ततः परां शांतिमुपैति साक्षात् ॥ अर्थ- ए रीतें अच्युत भगवान् तेमना चरणारविंदने बध्यां कर्मोमां जेम मंगलाचरण करे, तेम घडी घडी भजतो होय, तेने एक तो भक्ति अने भक्ति विना बीजी वातमां वैराग्य अने भगवाननुं ज्ञान, जे भागवत होय, तेने थाय तेथी ते परम शांतिने पामे. ए चोथुं फल छे. ए बे श्लोकें करीने भक्ति आदि लईने चार फल कह्यां, ए एक समर्पणनुं स्थल थयुं.

ते पछी प्रबुध योगेश्वरें भागवत धर्म पहला कहेला छे. तेने शीखवा, त्यांथी आरंभ करीने सर्वथकी मननो संग छोडवो अने साधुने विषे संग करवो ए वचनादिकें करीने ए

ધર્મોને કહેતા એવા પ્રબુધ યોગેશ્વરે આ શ્લો
ક કહ્યો. શ્લોક (ભા. એ. અ. ૩ શ્લો. ૨૮) इष्टं
दत्तं तपोजप्तं, वृत्तं यच्चात्मनः प्रियं ॥ दारान्
सुतान् गृहान् प्राणान्, यत्परस्मै निवेदनं ॥
અર્થ-ઇષ્ટ એટલે યજ્ઞાદિક કરેલા હોય, દ
ત્ત એટલે આપેલું હોય, તપ, જપ, અને વ્રત
એટલે કરેલું હોય અથવા પોતાથી થયેલું
હોય અને જે પોતાને વહાલું હોય તે સ્ત્રી,
પુત્ર, ઘર, પ્રાણ, એમનું પુરુષોત્તમને અર્થે
સમર્પણ કરવું. એ વગેરે સર્વ કહીને ભક્તિ
યેં કરીને માયા તરવા રૂપી એ ધર્મ, શીખવા-
નું ફલ કહ્યું. અને અગ્યારમા અધ્યાયમાં પ
ણ ઉધ્ધવજીયેં પૂછ્યું ॥ શ્લોક ॥ (ભા. એ. અ. ૧૧
શ્લો. ૨૬) भक्तिस्त्वय्युपयुज्येत, कीदृशी स
द्भिराहृता ॥ અર્થ-સત્પુરુષો જેને આદર કરે
છે, તે ભક્તિ કેવી આપને વિષે યોગ્ય છે? એ
પ્રશ્ન ઉદ્ધવજીયેં કર્યો, ત્યાં ભગવાને કહ્યું છે
(ભા. એ. અ. ૧૧ શ્લો. ૩૪) मल्लिंग मद्भक्त

जन, दर्शनस्पर्शनार्चनं॥ અર્થ-મહારાસ્વરૂ-
પનું દર્શન, મહારા ભક્તનું દર્શન, સ્પર્શન અને
પૂજા વગેરે ધર્મો જેમાં કહ્યા છે, એવા આઠ શ્લો
કે કરીને સર્વલાભ એટલે જે મળે, તે મને અં-
ગીકાર કરાવી અને દાસપણાએં કરીને આ
ત્મનિવેદન કરવું. એરીતે આત્મનિવેદન ને
ભક્તિમાં ગણ્યું છે. ફલ તો ત્યાં કહ્યું નથી.
તેથી પ્રશ્ન વચનમાં કહેલો ભગવાનમાં ઉપ
યોગ તેજ ફલ છે, અને ઓગણીશમા અધ્યા
યમાં ઉધ્ધવજીયે પૂછ્યું કે, (भा० ए० अ० १९
श्लो० ८) ज्ञानं विशुद्धं विपुलं यथैतद्विज्ञान
वैराग्ययुतं पुराणं॥ आख्याहि विश्वेश्वर
विश्वमूर्ते, त्वद्भक्तियोगंच महद्विमृग्यम्॥
(भा० ए० अ० १९ श्लो० १९) भक्तियोगः पुरैवो-
क्तः प्रीयमाणाय तेऽनघ॥ पुनश्च कथ-
यिष्यामि, मद्भक्तेः कारणं परम्॥ અર્થ-
મહાપુરૂષોને શોધવાલાયક એવો આપનો ભ
ક્તિયોગ છે, તે હે વિશ્વના ઈશ્વર! હે વિશ્વમૂર્ત્તે!

आप मने कहो. एम ऊध्धवजीयें प्रश्न कर्यो त्यारें आप कहेछे. के हे निष्पाप ऊध्धवजी! भक्तियोगतो तमने पहेलांज कह्योछे. पण मन्हारी भक्तिनुं परम कारण फरीपण तमने कहीश. एवी प्रतिज्ञा करीने ओगणीशमा अध्यायमां कह्युं छे. श्लोक ॥ ( भा० ए० अ० १९ श्लो० २० ) श्रद्धामृतकथायां मे, शश्वन्मदनुकीर्त्तनं ॥ परिनिष्ठा च पूजायां, स्तुतिभिः स्तवनं मम ॥ अर्थ – म्हारी अमृत कथामां श्रध्धा एटले श्रवण करवुं, अने कीर्तन करवुं, पूजाने विषे परिनिष्ठा एटले चित्त अने शरीरनी स्थिरता अने स्तोत्रोयें करीने स्तुति करवी अने परिचर्या एटले दासना धर्ममां आदर अने जथा अंगोयें करीने अभिवंदन,[1] ए रीतें कारण जताव्युं ते ए श्लोक वगेरे बीजा च्यार श्लोकोयें करीने भक्तिना परम कारणने कहेता एवा जे भगवान तेमणे कह्युं ॥ श्लोक ॥

---

१ साष्टांग नमस्कार

(भा०ए० अ०१९ श्लो०२४) एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनां ॥ मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ॥ અર્થ-હે ઉદ્ધવજી! આત્મનિવેદી જે મનુષ્યો છે તેમને, એવા ધર્મોયેં કરીને મ્હારે વિષે ભક્તિ થાય છે. જેથી ઉપરાંત કોઈ પણ પુરૂષાર્થ બાકી રહેતો નથી. એ વચનોયેં કરીને અધિકારપણાયેં આત્મનિવેદન કહ્યું, તે જતાવે છે.

જે આત્મનિવેદી મનુષ્યોને મ્હારે વિષે ભક્તિ થાય છે. એમ કહ્યું, તેમાં આત્મનિવેદનને અધિકારપણું જતાવ્યું અને મ્હારે વિષે ભક્તિ થાય, જેથી ઉપરાંત કોઈ પણ પુરૂષાર્થ બાકી રહેતો નથી. એમ કહ્યું, તેથી ફલની પરમકાષ્ઠા[1] જતાવી. આહીં જે વર્ણન કરાય છે, તે બ્રહ્મસંબંધરૂપ સમર્પણ તેનું ફલ તથા તેનું પ્રસિદ્ધપણું અને તેનું જરૂર

---

૧ છેલ્લી સીમ

પરંતુ પણ જે છે, તે ઓગણીશમા અધ્યાય માં જે વાક્ય છે તેનો આ અનુવાદ[1] હશે. એવી શંકા મટાડવા સારૂ અને તેવી રીતનો તે વખતના ભગવાનનાં વચનોનો અનુવાદ છે એ પણ જતાવવા સારૂ શ્રાવણ માસ વગેરે કાલ કહ્યો છે. તેમાં જે શ્લોકરૂપી વાક્યો છે તે ભગવાનનાં જ છે. કેમ કે કહે છે "તદક્ષરશઃ લિખ્યતે" તેથી કહ્યું શું? જે ભગવાનનાં વચનો છે તે કહેવાનીજ આ પ્રતિજ્ઞા છે. કાંઈ ગ્રંથ નવીન કરવાની પ્રતિજ્ઞા નથી. એ રીતે શ્રી પુરૂષોત્તમજી કહે છે જે, મને ભાસે છે.

હવે શ્રી પુરૂષોત્તમજી પ્રાચીનો તરફથી પોતાનાં, ઉપર કહેલાં વાક્યોમાં આપ પોતેજ શંકા કરે છે કે, તે વખતનાં ભગવાનનાં જે વચનો છે તેમનીજ કહેવાની જો પ્રતિજ્ઞા હોય તો તે વખત સમર્પણનું ગદ્ય કહ્યું છે તે આહીંકાં

---

૧ કહેલી વાતનું કહેવું.

ન કહ્યું? ત્યાં કહીએ છે એ. જે એ પંચાક્ષરના
મંત્રની ટીકા જેવું છે, તેથી અત્યંત ગોપ્ય છે. તે
માટે ન કહ્યું એમ જાણવું. કેમકે શાસ્ત્રમાં
અતિ ગોપ્ય મંત્રોનો ઉધ્ધાર[1] કરાય છે. પ
ણ કંઈ ઉઘાડા આખા મંત્રો કહી દેખાડાતા
નથી તેમાં દૃષ્ટાંત કહે છે. ॥શ્લોક॥ (ભા૦ દ્વિ૦
અ૦ ૧ શ્લો૦ ૬) स्पर्शेषु यत्षोडशमेकविंशं,
निष्किंचनानां नृप यद्धूनं विदुः ॥ અર્થ—સ્પ
ર્શમાં શોળમો અને એકવીશમો અક્ષર એ વ
ચન કહ્યું પણ "તપ" એમ જુદું ભગવાને બ્ર
હ્માજી પ્રત્યે શ્રીભાગવતમાં ન કહ્યું, તેમ આ
પંચાક્ષર મંત્રનું વિવરણપણું[2] આ ગદ્યને છે
એમ જાણવું કેમ કે, મંત્રમાં તમારો દાસ છઉં
તેમાં, છઉં જે ક્રિયાપદ છે, તેનો કર્ત્તા એટલે
સમર્પણનો કર્ત્તા તેનું સ્વરૂપ અને જે આ જો
પરિકર (એટલે ઘરબાર) તે સહિત એવો જીવ તેને
ભગવદીયપણું છે. તે જેને ભગવાનના વિયોગી

---

૧ એક ગ્રંથમાંથી જુદી જુદી જગોએથી અક્ષરો ભેગા કરીને જે મંત્ર લેવો તે. ૨ ટીકા

પણા વગેરેનો બોધ, ગદ્યમાં કરાવ્યો છે. અને મંત્રમાં રહેલું "તવ" પદ છે, તેમાં ભગવાન જેના સ્વામી છે એવા સંબંધયુક્તપણું જતાવ્યું છે. અને "ભગવતે" એ પદે કરીને જેને વિશેષણ આપ્યું છે એવું "કૃષ્ણાય" એ પદે કરીને પણ જેના ઉપર કોઈનો અંકુશ નહીં; એવા જગતના ઈશ્વરપણા વગેરે ગુણોનો કૃષ્ણમાં બોધ કરાવ્યો છે. તેથી અવતારથી જૂદા પાડીને એટલે મૂલરૂપ અવતારી પુરુષોત્તમ છે. તે જતાવીને મંત્રમાં જે કૃષ્ણ પદ છે; તેની ટીકા કરી તેથી કરીને ગદ્ય નથી કહ્યું ॥ શ્લોક ॥ (ભા૦ એ૦ અ૦ ૧૯ શ્લો૦ ૨૪) मयि संजायते भक्तिः, कोऽन्योर्थोऽस्यावशिष्यते ॥ અર્થ— મારે વિષે જેને ભક્તિ રૂડા પ્રકારે ઉત્પન્ન થાય છે તેને અન્ય કહેતાં બીજો કયો અર્થ બાકી રહે છે? ઉપર લખેલાં ભગવાનનાં વચનમાં "મયિ" એ પદે કરીને મહારે વિષે આત્મનિવેદન કરનારા એવો અર્થ થાય છે "चर्मणि द्वीपिनं हंति" એ શાસ્ત્ર-

નાવશ્યને કરીને મહારાસાઇ એવો અર્થ ત્યાં
થઇ શકે છે. અને એજ યોગ્ય છે. તેથી આહીં
ગદ્યમાં ભગવાનસાઇ એમ કહ્યું છે. તેથી એની
અને ગદ્યની જૂદી વિભક્તિ છતાં અર્થ એકજ
છે: તેથી દોષ નથી અને સમર્પણ તે આત્મ
નિવેદનપણાએં કરીને નવધા ભક્તિમાં
પ્રસિદ્ધ છે, તે આત્મનિવેદનમાં સંદેહ નથી
તેથી પણ ગદ્ય કહ્યું નથી. એ સમર્પણને દો
ષ મટાડનારપણું શ્રીભાગવતના ષષ્ઠ સ્કંધ-
માં અજામિલના આખ્યાનમાં કહ્યું છે ॥શ્લો
क॥ (भा०ष०अ०१ श्लो०१६) न तथा ह्यघवान्
राजन्, पूयेत तप आदिभिः॥ यथा कृष्णार्पि
त प्राण,स्तत्पूरुष निषेवया॥ અર્થ—જેમ શ્રી
કૃષ્ણમાં જેણે પ્રાણ અર્પણ કર્યાં હોય, તે કૃ
ષ્ણના પુરૂષ એટલે ભગવદ્ભક્ત તેની સેવાએં
કરીને પવિત્ર થાય છે, તેમ બીજાં સાધનોથી પવિ-
ત્ર થતા નથી એણે કરીને ભગવદીયના સંગ-
થકી સમર્પણને દોષ નિવર્ત્તકપણું કહ્યું છે.

श्लोक॥ ( भा० द० अ० २९ श्लोक १० ) दुःसहप्रेष्ठ विरह, तीव्रताप धुताशुभाः॥ अर्थ-न सह न थाय एवो जे श्रीकृष्णविरहनो तीव्रताप, तेणे करी टल्यां छे अशुभ तेनां एअर्थ जतावनारुं उपरनुं वचन, तेमां सर्व अशुभने मटाडनारपणाए करीने जणाय छे दुःखथी सहेवाय नहीं एवो भगवाननो विरहताप ते श्री आचार्यजीए विचार कर्यो, ते वखत जीवोमां न हतो त्यारें सेवानो अंगीकार भगवान करे तेवी रीतनी दोषनिवृत्ति, ए विरह विना केम थाय? ते शंका मटाडवासारुं "ब्रह्मसंबंधकरणात्" ए पद करीने पूर्वोक्त भगवाननुं कहेलुं कहीने सर्व दोषोनी निवृत्ति आहीं ठरावी छे. श्लोक ( भा० ए० अ० १९ श्लो० २४ ) एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनां॥ मयि संजायते भक्तिः, कोन्योर्थोऽस्यावशि-

---

१ मरवुं. २ पहेलां कहेलुं.

ष्यते॥ अर्थ-हे उध्धवजी! जे आत्मनिवेदी
मनुष्यो छे तेमने एवा धर्मोएं करीने मारे
विषे भक्ति थाय छे. जेथी उपरांत कांइ
पण पुरुषार्थ बाकी रहेतो नथी. भगवा
न. आत्मनिवेदन ने भक्तिमार्गना धर्म,
तेना अधिकारपणानो बोध कराव्यो छे.
तेणे करीने आज अर्थनी सूचना करी छे,
कारण के, जे नसमजातुं होय, ते ज समजा
वबुं; पण जेमां संदेह नपडतो होय अथ
वा सुजे समजातुं होय तो ते केहेवानी जरु
र नथी. तेथी आंहीं गद्य कह्युं नथी. जेम भ-
णवुं त्यां शंका करे छे जे, भगवानना वाक्य क
हेवानी प्रतिज्ञा केहेवा करतां, तेना अर्थ के
वानी प्रतिज्ञा आप करे छे. जेम केहेवुं सारुं छे?
केम के आटलुं उपपादन करवानी, उपर केहेली मह
नत नपडे? एवी शंका नकरवी. केमके वाक्य क.
ह्यां त्यारे गद्य केम नकह्युं? एवी शंका उपजे था
य छे. तेम अर्थ केहेवानी प्रतिज्ञामां गद्यनो अर्थ

કેમ ન કહ્યો? એવી પણ શંકા ઉત્પન્ન થાય છે. ત્યારે શંકા ઉત્પન્ન થઈ ત્યારે ઉપપાદન[1] કરવાની જરૂરીયત રહે છે, તેથી જેહુ પક્ષમાં ઓછા વચતાપણું નથી માટે ઉપર લજેલી શંકા ન કરવી. અને પ્રાચીનોએ નથી કહ્યું તેમાં ગદ્યનું ગોપ્યપણું એજ કારણ છે. અને મેં તો જે કહ્યું તે બહિર્મુખનું મોઢું લાગવા સારૂ કહ્યું છે. તેથી પ્રાચીનોએ ઉપપાદન ન કર્યું. અને મે કર્યું એ વિરોધ દોષને અર્થે નથી. મ્હારા ઉપપાદન કરવામાં માર્ગનું રહસ્ય તેને ઉઘાડું કરવા રૂપ અપરાધ આવે છે. પણ પ્રકાશતો જીભ્નઓએ કર્યો છે. તેથી તેનો સંદેહ મટાડવા સારૂજ આ મ્હારી કૃતિ છે. તેમ મ્હારી-મહોટાઈ દેખાડવા સારૂ નથી તેથી લગવાંન્ અને શ્રી આચાર્યજી, મ્હારા અપરાધને ક્ષમા કરો એ રીતે હું વિનતિ કરૂં છું. એ દિશા બતાવી છે ॥ श्लोक ॥ (भा.ए.अ.३ श्लो.२८) दारान्

૧ યુક્તિયે કરીને ઠેરાવવું.

कृतान् गृहान् प्राणान्, यत्परस्मै निवेदनं

॥ અર્થ - સ્ત્રી, પુત્ર, ઘર, પ્રાણ, એમનું પુરૂષો
ત્તમને અર્થે સમર્પણ કરવું. એ પ્રબુધ યો
ગેશ્વરેં જે કહેલું દાર, સુત, ઘર અને પ્રાણનું
નિવેદન તેને અને કવિના કહેલા કાયાદિ ધ
ર્મનું સમર્પણ તેને, અને એકાદશસ્કંધમાં કહે-
લું દાસ્યેં કરીને આત્મનિવેદન તેને, પણ ગદ્ય
માં જણાતાપણું છે. તેથી સમર્પણનું જે ગદ્ય
તેને યોગેશ્વર વગેરેના વચનોનું અનુવાદપ
ણું છે? એવી શંકા ન કરવી. અર્થ થકી અને
શબ્દ થકી પહેલાના બોલવા જેવું હોય તો
અનુવાદપણું કહેવાય. તે આહીં દેખાતું ન-
થી અને તે ઠેકાણાઓમાં કહેલું જે ફલ છે
તે આહીં કહ્યું નથી ત્યારેં શું છે? જે સેવા ક
રવાના ઉપદેશ થકી, પહેલા બ્રહ્મસંબંધ કર-
વાએં કરીને ઓગણીશમા અધ્યાયમાં સે
વા કરવાનું અધિકારપણું છે. તે આહીં દે
ખાય છે. તેથી આત્મનિવેદન કર્યાપછી

कराय एवी सेवा, तेना फलपणाए करीने कहेली जे महोटा पुरुषोने शोधवा लायक लक्ति तेनी आ ठेकाणे "सहस्रपरि" एज अधिकारीनुं विशेषण तेणे करीने फलपणा एं करीने सूचना करीछे. तेथी प्रजुपना कहेला अर्थोनो संग्रह गद्यमां छे. तोपेपण अंतःकरणआंत यहते आलोक अने परत्ते परलोक एमनो अधिकनो निवेश[1] छे. तेणे करीने शोडशिमा अध्यायमां कहेलुं जे "आत्मनिवेदिनां" ए अधिकारी मनुष्योनुं विशेषण, तेणे करीने सूचन करेलुं संस्कारनुं स्वरूप, तेनो निश्चय करनारुं ज आ गद्य, तेमां योगेश्वरादिकनुं कहेलुं, तेथकी जूदुंज आ समर्पण जाणवुं. हवे अंतःकरणादिकनुं कहेवुं ते अधिक छे. तेथी समर्पवानी ज शिमां अप्रमाणताना[2] शंका न करवी. केमके, राज अंजरीषनी वात, लगवाने मनमां ल

१ गद्यमां लीधेलो छे. २ शास्त्रप्रमाणे नहीं. + सगं.

ईने कह्युं छे. ॥श्लोक (भा० न० अ० ४ श्लो० ६५)

येदारागारपुत्राप्तान्प्राणान्वित्तमिमं परं॥
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे॥

अर्थ- दार, घर, पुत्र, प्राण, आ लोक अने पर लोक तेनो त्याग करीने जे म्हारे शरण आव्या छे, तेमनो हुं केम त्याग करी शकुं? एरीतें दुर्वासाप्रत्यें भगवाननुं वाक्य छे. तेमां जे भगशो पण समर्पवी जतावी छे. त्यारें आ वाक्यमां "हित्वा" ए पदें करीनें स्त्रीआदिकनो त्याग जता वे छे. कंई समर्पण जतावता नथी, ते थकी समर्पणना अंशमां "हित्वा" ए वचनने प्रमाणपणुं केम आवशे? एवी शंका न करवी. केम के राजा अंबरीषने ते वखतें राज्यदशा हती. कंई अंबरीषने संन्यासीनी पेठें जाहेरथी त्याग न हतो तेथी अंतरनो त्याग कहेवो जोईए. अने वली ए राजा केहवो हतो, जेणे पोताना हाथ, मंदिरनुं मार्जन[1] वगेरे कर-

---

[1] झाडवुं, धोवुं, लीपवुं वगेरे.

વામાં લગાડ્યા અને કાન, ભગવત્કથાશ્રવ
ણ કરવામાં લગાડ્યા, એ રીતે જ્યાં અંગ
સેવામાં લગાડ્યાં, તેથી અંબરીષ રાજા એ
મહારાજા ને પૃથ્વીપતિ, તેની જેમ સેવા થા
ય, તેમ ભગવત્સેવા કરવા માંડી. એ રીતે
ભગવદ્ધર્મને જાણીને રક્ષા કરનાર ભગવા
ન્ છે એમ મનમાં રાજાએ સેવા કરી ત્યારે
તે દારાદિકનું સમર્પણ કેમ ન કરે[1] તેથી
અર્થ થકી જ સમર્પણ પ્રાપ્ત છે. વસ્તુતઃ તો
રાજા અંબરીષનો મર્યાદા પુષ્ટિમાં અંગીકાર
છે. કાંઈ કેવલ પુષ્ટિમાં નથી, તેમ પુષ્ટિમ
ર્યાદામાં પણ નથી. તેથી મહોટા પુરૂષોને
શોધવા લાયક ભક્તિનું અર્થાપણું એમાં
નથી. અને ત્યાં "સમર્પણ કરીને" એમ ન-
થી કહ્યું. પણ સ્ત્રી પુત્રાદિકનો હિલા એટ
લે (ત્યાગ) કરીને એમ કહ્યું છે. તેમાં પણ દોષ
નથી ત્યારે એ રાજા અંબરીષ એના અર્થી

૧ જરે કહીયે તો.

नथी. ते केम जाणवुं? त्यां कहे छे जे ॥ श्लोक ॥ (भा. ए. अ. १२ श्लो. ८) केवलेन हि भावेन, गोप्यो गावः खगा मृगाः ॥ येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरंजसा ॥ अर्थ — केवल भावे करीने गोपीओ, गायो, खग[1], मृग[2] ए वगेरे तथा बीजा मूढ बुद्धिवाला अने नाग[3] ए बधा सिद्ध थईने वगर मेहनतें मने पाम्या छे. ए श्लोकमां अंबरीष नथी गण्या. तेथी जणाय छे जे महद्‌लिलषित[4] भक्तिनुं अर्थीपणुं एमना मां नथी. वली श्री कृष्णना अवतारथी पहेलां ए मार्ग प्रकट न हतो, तेथी आ गद्यमां कहेवाय छे, ते कोईनो अनुवाद नथी. जेम कर्मनो निश्चय करनारुं कल्पसूत्र छे. तेम आत्मनिवेदननो निश्चय करनारुं आ एक गद्य छे. एम जाणवुं. त्यां शंका करे छे जे एम थाओ, परंतु पहेलाना योगेश्वरना वाक्यार्थनो संग्रह, गद्यमां छे. ए उघाडुं छे

१ पक्षी. २ च्यारपगवालां जनावर. ३ कालीनागवगेरे. ४ महोटापुरुषो जेनी ईच्छा करे छे एवी.

ત્યારેં જિજ્ઞાસુ[1] એવા પુરુષો તેમનેજ અધિકાર,
જે યોગેશ્વરના વચનોમાં કહેવાય છે. તેથી મનુ
ષ્યજ માંહી અધિકારી થાય છે. સ્ત્રીઓ નથી
થતી? એવી શંકા ન કરવી, કેમ કે ॥શ્લોક॥(ભા॰
એ॰ અ॰ २ શ્લો॰ २) कोनुराजन्निंद्रियवान्‌ मुकुं
दचरणांबुजम्‌ ॥ न भजेत्सर्वतो मृत्युरुपा
स्यममरोत्तमैः ॥ અર્થ—હે રાજા! મનુષ્ય
છે તેને ચારે તરફ મૃત્યુ છે. અને મુકુંદ એટ
લે મૃત્યુથી છોડાવનારા, એવા ભગવાનનું ચર
ણાંબુજ[2] છે, તે જે અમરમાં પણ ઉત્તમ છે,
એવા પુરુષોને ઉપાસના કરવા લાયક છે, એ
મ છતાં ઇંદ્રિયવાળો કોણ અને નહીં ભજે? મા-
ઘમાહાત્મ્યમાં કહ્યું છે. सर्वेऽधिकारिणो ह्यत्र,
विष्णुभक्तौ यथा नृप ॥ અર્થ—હે રાજા, જેમ વિ
ષ્ણુભક્તિમાં સર્વે અધિકારી છે, તેમ આ મા-
ઘમહિનાના સ્નાનમાં સર્વે અધિકારી છે. વ
ળી ॥શ્લોક॥(ભા॰ સ॰ અ॰ ८ શ્લો॰ ५०) देवोऽसु
रो मनुष्यो वा, यक्षो गंधर्व एव च ॥ भजन्मु-

१ ભગવાની ઇચ્છાવાળા  २ ચરણકમળ.

कुंदचरण,स्वस्तिमान्स्याद्यथावयं ॥ अर्थ-
દેવ, અસુર, મનુષ્ય, યક્ષ, ગંધર્વ, એ મુક્તિ
આપનારા જે મુકુંદ ભગવાન્ તેમના ચરણા
ર્વિંદને ભજે, તે સુખી થાય. જેમ પ્રલ્હાદજીએ
કહ્યું છે તેથી હાથ પગવાળા, મનુષ્યમાત્રને ભ
ક્તિમાં અધિકાર છે. એ વચનોએં કરીને ઇંદ્રિ
યવાળા[1]પણાયેં કરીને જ બધાને નવપ્રકારની
ભક્તિમાં સાધારણ રીતિનો અધિકાર કરે છે-
ત્યારેં ભક્તિરૂપ આત્મનિવેદન તેમાં સ્ત્રી-
ઓને અધિકાર નહીં, એમ કહી શકાતું ન
થી. તેથી સ્ત્રીઓને અધિકાર નહીં? એવી
ઉપર લખેલી શંકા ન કરવી. વળી સ્ત્રી
ઓના અધિકારની ના પાડીનથી એટલુંજ ન
હીં પણ અધિકાર કહ્યો છે. તે ઉપર વચન
॥ श्लोक ॥ (भा० स० अ० ७ श्लोक १६) त
तु कालस्य दीर्घत्वात्, स्त्रीत्वान्मातु-
स्तिरोदधे ॥ ऋषिणाऽनुगृहीतं मां,ना

---
૧ હાથ, પગ, કાન વગેરે વાળા.

धुनाप्यजहात्स्मृतिः ॥ अर्थ- काल घणो थयो तेथी स्त्रीपणायें करीनेमा तो भूली गई अेरीतनुं दैत्यबालकोप्रत्यें प्रल्हादजीनुं वाक्य, तेमां कयाधु प्रल्हादजीनी माता, तेना साठे नारदजीअें नवधाभक्तिनो उपदेश कर्यो छे, तेथी नवधा भक्तिमां स्त्रीने अधिकार नथी· अेम कही शकातुं नथी· तेथी स्त्रीने अधिकारी गणी छे अेम आ वाक्यउपरथी देखाय छे· अेकादशस्कंधमां संवादने पूरो करता अेवा जे भगवान् ॥श्लोक॥ ( भा० ए० अ० २९ श्लो० ३१ ) एतैर्दोषैर्विहीनाय, ब्रह्मण्याय प्रियाय च ॥ साधवे शुचये ब्रूयाद्भक्तिः स्याच्छूद्रयोषितां ॥ अर्थ- साधु अेटले सारा पुरुष अने पवित्र तेमने कहेवुं, तो शूद्र अने स्त्रियोने भक्ति थाय· अे वचनना बलथी शूद्र तथा स्त्री अे जे सारा माणस अने पवित्र होयतो तेमना आगल कह्याथी

तेमने पण भक्ति थाय छे. त्यारें पहेलांनु[1] कहेलुं छे, तेथी आज्ञा करेली छे. जेवो अधिकारी होय, तेवुं करावबासारूज कहे छे. श्लोक॥ (भा० ए० अ० १२ श्लो० ४) विद्याधरा मनुष्येषु, वैश्याः शूद्राः स्त्रियोऽन्त्यजाः॥ रजस्तमः प्रकृतयस्तस्मिन्तस्मिन्युगेऽनघ ॥ ( भा० ए० अ० १२ श्लो० ५ ) बहवो मत्पदं प्राप्ता,स्त्वाष्ट्र कायाधवादयः॥ अर्थ= वली विद्याधर मनुष्योमां वैश्य, शूद्र, स्त्री अने रजोगुण तमोगुण प्रकृतिवाला, ते ते युगमां हे निष्पाप उध्धवजी, वृत्रासुर अने प्रल्हाद ए आदि लईने घणा म्हारा चरणने पाम्या छे. एमां स्त्रीओने पण सत्संगना फलनो पण बोध कराव्यो छे. त्यां शंका करे छे के स्त्रीओ पण आत्मनिवेदनमां अधिकारी थाओ, तो एपण स्त्री, बालक अने विरक्त, तेमने ज्यारें निवेदन करावीए, त्यारें एमने स्त्री वगेरे छे

1 पहेलां कहेला प्रमाणें

નહીં ત્યારેં દાર વગેરે પદ ત્યાં ન કહેવું-
જોઈએં. ત્યારેં તે પદનું અકથન અને
સ્ત્રીને જ્યારે સંબંધ કરાવતી વખતે "પ-
તિ" એવું નામ લેવું જોઈએં અને છોક
રાને કરાવતી વખતે "પિતા" એવું નામ
લેવું જોઈએં. અને તેમ ન કહે તો આપ
નું અને પતિનું સમર્પણ ન થાય, ત્યારે
તેના સંગથી દોષ થાય ત્યારેં તેવી રી-
ત કેમ નથી કરતા? એવી શંકા
ન કરવી કેમ જે, સૃષ્ટિન્યાય કરીને
ઘણું કરીને જતાવનારી એવી જે ગૌ-
ણી વૃત્તિ તેણે કરીને દાર પદેં કરીને પતિ
પણ લેવાય. દીકરાના નામથી આપનું
ગ્રહણ થાય જે ઉપલક્ષણ રીતિથી થા
ય. જેમ તેમને સમર્પિતપણાની સિદ્ધિ
થાય છે. તે સૃષ્ટિન્યાયથી થાય છે. સૃ
ષ્ટિન્યાય તે શું? ત્યાં કહે છે. જે જૈમિની

૧ ન કહેવું.

સૂત્રના પહેલા અધ્યાયના અંતમાં "સૃષ્ટિ રુપ દધાતિ" એ વાક્ય છે, તેણે કરીને સૃષ્ટિ જેનું નામ છે એવી ઈંટો છે તેને મેલવું જતાવે છે. એ યજ્ઞમાં એક પક્ષી નેવો ચોતરો જનાવે છે તે પક્ષી પાંચશો ઈંટોનું જને છે અને તે ઈંટોનું નામ સૃષ્ટિ. તે "તદ્ધાના સામુપધાને મંત્ર" એવું પાણિનીય ઋષિનું સૂત્ર છે, તેથી જેના મેલવામાં સૃષ્ટિવાલા મંત્ર કહેવાતા હોય, તે સૃષ્ટિ એવું ઠરે છે. હવે મંત્રો તો "બ્રહ્માસૃજ્યત, ભૂતાન્યસૃજત" એવગેરે મંત્રો કહેવાય છે. પૂર્વોક્ત મંત્રમાં "સૃજતિ" શબ્દ લીધો નહીં, અને "દધાતિ" શબ્દ લીધો. કાંઈ સૃષ્ટિ શબ્દ લીધો નથી તોએપણ બીજા ત્રીજા વગેરે ઘણા મંત્રોમાં સૃજતિ ધાતુના પ્રયોગથી ઘણારૂપી સરખાપણું છે તેથી સૃષ્ટિ શબ્દ છે તે સૃષ્ટિનો અને અસૃષ્ટિનો સંજ્ઞ જણાવે છે. તેથી "દધાતિ" પણ સૃષ્ટિમાં ગણાય છે. તેમજ કે, પતિ અને પિતા

એનાં નામ નથી લેવાતાં તોએપણ સ્ત્રીનું નામ
લેવાથી પતિનું નામ આવી જાયછે-અને પુત્રનું નામ
લીધાથી પિતાનું નામ આવી જાયછે. તેથી તેનો દો
ષ નથી. એમ થાઓ તથાપિ દેહાદિક આત્મા
તેમને સમર્પું છું. એમન કહીને જૂદાં જૂદાં નામ લીધાં
તેનું કારણ શું? એવી શંકા કરે, ત્યાં કહીયે છૈયે; જે સ-
મર્પણ કરવાનો જેટલો અંશ છે એ કતો તેનો સાર,
અને જેટલી જણશો, સ્ત્રી પુત્રાદિક ગદ્યમાં
કહીછે, તેટલી જણશોમાં હું મહારારૂપી જે
અધ્યાસ છે તે ન હોવાસારૂ તે તે જણશના
સ્વરૂપને ઊઘાડું જતાવવા સારૂ જૂદાં જૂદાં
નામ લે છે, એ કારણ છે. એમ તું જાણ. આ
હીં આત્મનિવેદનમાં સર્વનું સહિતપણું થવું
જોઈએ, તેથી દેહાદિક કહી દેખાડીને આત્મા
નું સહિતપણું જૂદા જૂદા નામથી કહે છે.
અને દેહાદિક તે હું એવારૂપે કરીને જણાએ છે
અને દેહાદિકના ધર્મ, એટલે ગુણ, તેમાં હુંપ
ણું અને મહારાપણું એ જે તત્તરેહથી જણાય

૧ પોતે ન હોય અને પોતારૂપે જણાવું.

છે. સ્ત્રીપુત્રમાં તો કેવલ મારાપણુંજ જણાય છે
આત્માસહિત સમર્પણ કરૂં છું એમ કહીએ તો.
તેથી: આત્માને ગૌણતા થાય છે? ત્યાં કહે છે જે
પિતાને નિમંત્રણ કર્યું છે. તેની સાથે જે પુત્ર
પણ આવ્યો, તેથી કહીએં જે પુત્ર પિતા સહિત આ
વ્યો છે, તેમાં કંઈ પિતાને ગૌણપણું નથી આવતું,
તે પ્રમાણે આત્માસહિત એમ કહેવાથી પણ ગૌ
ણપણું આવતું નથી. તેથી ગદ્યમાં જેનો બોધ
કરાએ છે એવું જે સમર્પણ, તે ઓગણીશમા
અધ્યાયમાં કહેલો જે અધિકાર તેના સ્વરૂપને
જ જતાવનારૂં છે શાથી? જે ગદ્ય તથા પંચાક્ષર
રૂપી જે વાક્ય તેનો અર્થ જે છે, તે પહેલાના કંઈ
વાક્યમાં નથી. તેથી કંઈનો અનુવાદ એ નથી.
આ વાત પ્રસંગથી કહી છે. તે પૂરી કરીએ છેયે.

॥ मूलश्लोक॥

**ब्रह्मसंबंधकरणात्, सर्वेषां देहजीवयोः**
**सर्वदोषनिवृत्तिर्हि,**

અર્થ - બ્રહ્મસંબંધ કરવાથી સર્વેના દેહના અને

જીવના સર્વ દોષની નિવૃત્તિ થાયછે. એ એનો સાધારણ અર્થ કહ્યો. હવે એની ટીકા કરેછે. બ્રહ્મસંબંધ એટલે સર્વમાં ભગવંત્ સ્વામિત્વરૂપી જે સંબંધ, તે બ્રહ્મસંબંધ, તેનું કરવું, તે ભગવાને શ્રીઆચાર્યજી પ્રત્યેં ગદ્યં કરીને કહ્યો. જે આત્મસમર્પણનો પ્રકાર, તે રીતેં ભગવાનવિષે પોતાના આત્મા સહિત પોતાના સર્વ પદાર્થોના સ્વામીપણાની વિજ્ઞાપના કરવી, તે બ્રહ્મસંબંધનું કરવું કહેવાય. તે ભગવાન રમતા નથી અને બીજાની ઇચ્છા કરે છે પછી પતિ ને પત્ની થાય છે. એવા અર્થવાળી શ્રુતિઓ છે. તેથી તથા બલીરાજાને બાંધ્યા છે તે વખતમાં ભગવાન પ્રત્યેં બલીરાજાની સ્ત્રી વિંધ્યાવલીનું વચન છે. શ્લોક ॥ ( ભા० અ० અ० २२ શ્લોક २० ) क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं ते, स्वाम्यंतु तत्र कुधियो परईश कुर्युः ॥ कर्त्तुः प्रभोस्तव किमस्यत आवहंति, त्यक्तह्रियस्त्वदवरोपितकर्त्तुवादाः ॥

१ ભગવાન જેના સ્વામી છે તેપણું.

अर्थः-पोतानी क्रीडा माटे जे आ त्रिगुणात्मक
जगत् आपें कर्युं छे. ते पोताने रमवा सारूं
कर्युं छे. पण स्वामी तो आप छे. परंतु कुबु
द्धियो छे तेथी पोतानुं स्वामित्व माने छे. ए
वाक्यें करीने वस्तुतः सर्वने भगवदीयपणुं
छे. तो ए पण "सर्वै नैव रेमे" ए श्रुतिना संद[1]
र्भथी जीव वगेरेनुं स्वरूप कर्युं. एम अर्थ
थाय छे. तेथीज रमणने अर्थे जीवनुं निर्मा
ण कर्युं छे. हवे रमणना पदार्थोमां पोता
नी अने पोतापणानी अभिमति[2] छे. ते र
मण सारूं करी छे. ते पेदा करेली अभिमति
छोडीने तेते पदार्थोमां भगवत्स्वामीत्वनी
विज्ञापना करवी, तेथी जेमणे जेमणे आ-
त्मसमर्पण कर्युं, तेमना देह ते स्थूल शरी
र, अने मन, बुद्धि, चित्त, अहंकार, ए
लिंग शरीर, ए बेउना हि शब्दें करीने नि
श्चय करीने दोषो निवृत्त थाय छे. तेथी
भगवाने ज श्रीगीताजीमां अर्जुनप्रत्यें आ

१ प्रसंगथी. २ हुं ने मारूं जाणवारूपी अभिमान.

જ્ઞા કરી છે. ॥श्लोक॥ (गी॰ अ॰ ९ श्लो॰ १८)
यत्करोषि यदश्नासि, यज्जुहोषि ददासि
यत्॥ यत्तपस्यसि कौंतेय, तत्कुरुष्व म
दर्पणं॥ અર્થ- હે કુંતીના પુત્ર અર્જુન!
તું જે કરે છે, જે અશન કરે છે, જે હોમ કરે
છે, જે કાંઈ દાન કરે છે, જે તપ કરે છે, તે સ
ર્વ મને અર્પણ કર. એ વગેરે વચનોએં ક
રીને સર્વ કર્મનું અર્પણ કરવાનો યોગ્યપ
ણાએં ઉપદેશ કરીને ॥श्लोक॥ (गी॰ अ॰ ९
श्लो॰ १९) शुभाशुभ फलैरेवं, मोक्ष्यसे
कर्मबंधनैः॥ અર્થ- શુભ અને અશુભ,
એ જેનાં ફળ છે, એવાં જે કર્મબંધનો, તેથી
મુક્ત થઈશ. એ સમર્પણનું ફળ કહ્યું. વ
ળી ॥श्लोक॥ (भा॰ स्कं॰ ११ अ॰ २ श्लो॰ ३५)
यानास्थाय नरो राजन्न प्रमाद्येत क
र्हिचित्॥ धावन्नि मिल्य वा नेत्रे, न स्ख
लेन्न पतेदिह॥ અર્થ- હે રાજા! જે ધર્મમાં
સર્વ પ્રકારથી ચાલે, તેમાં પ્રમાદ એટલે ગા

ફલપણું ન થાય, અને આંખે વીંચીને દોડે, તો એ પણ પડે નહીં. એ વચને કરીને ગાફલ પણું અને પડવું નથી થતું. એ ભગવદ્ધર્મમાં ખબરદાર રહેવાનું ફલ કહ્યું. કેમકે વસ્તુતઃ સર્વને બ્રહ્મરૂપપણું છે. તેથી ત્યાં ભગવદીય પણાની યાદ રાખે, ત્યારે તેના [1]ઉપદેહભૂત જે પ્રાકૃત ગુણથી થએલા દોષો, તેની નિવૃત્તિ થાય છે. તે ઘટે પણ છે. ત્યારે સર્વ જીવોના જીવના અને દેહના દોષોથી એઓની સેવા ભગવાન્ અંગીકાર કરશે કે નહીં? એવી ચિંતા ન કરવી, એવો મતલબ છે. મૂલમાં "સર્વેષાં" એટલે સર્વના એ પદ છે. તેણે કરીને સપ્તમસ્કંધમાં પ્રહ્લાદવાક્યમાં કહેલા સર્વ ભજનાધિકારીઓ લીધા છે. ॥શ્લોક॥ (ભા૦ સ્કં૦ ૭. અ૦ ૮ શ્લોક ૫૦) देवोऽसुरो मनुष्यो वा, यक्षो गंधर्व एवच ॥ भजन्मुकुंदचरणं, स्वस्तिमान्स्याद्यथा वयम् ॥ અર્થ — દેવ, અસુર, મનુષ્ય, યક્ષ, ગંધર્વ, એમનામાંથી

૧ પોતાના દેહ જેવા જેમ અંગરખું અજતર વગેરે.

જે કોઈ, મુકુંદ જે મુક્તિ આપનારા ભગવાન,
તેમના ચરણારવિંદને ભજે, તો જેમ એ સુ
ખી થયા છેયેં, તેમ સુખી થાય. એમ પ્ર-
હ્લાદજીનું વાક્ય છે. હવે જીવપદેં કરીનેં શરીર
સહિત ચૈતન્ય આહીં ગણ્યું છે. કેમ કે એકલા
જીવમાં પોતામાં દોષ નથી તે અસંગ શ્રુતિએં
શારીર[1] બ્રાહ્મણમાં જણાવ્યે છે તેથી એકલો
જ જીવ નહીં અને દેહ પદ ભૂંડું જે કહ્યું, તે તો
સ્થૂલ[2] અને લિંગ શરીરના દોષો, તેમનો ક્ષણ
ક્ષણમાં અનુભવ થાય છે. તેથી દોષની ખાણ
છે. એમ બતાવવા સારૂં દેહ પદ છે. અથવા જી
વપદેં કરીને, સ્થૂલ દેહ અને લિંગ[3], એ બે દેહ
એમ જાણવું. ત્યાં શંકા કરે છે, જે બ્રહ્મસંબં
ધ કરવામાત્રથી જ જો. બધાના દેહના અને જી
વના સર્વે દોષોની[4] નિવૃત્તિ થાય, તો નિર્દોષ છે,
તેથી પ્રતિબંધ કરનાર કોઈ રહ્યું નહીં. ત્યારેં તે
જ વખતેં સેવાના મુખ્ય ફલની પ્રાપ્તિ થાય
કેમ કે, ગદ્યમાં, તેને માટે જ "સમર્પણ" કહ્યું છે.

૧ વેદનો એક ભાગ છે. ૨ મહોટું. ૩ મન, બુદ્ધિ, ચિત્ત અને અંહકાર તેનરૂનું
૪ દોષનું મરવું.

અને સેવાફલ[1]ની કહેલી રીતે મુખ્ય ફલ તો ભગવાનના દાનથી એટલે આપવાથીજ થાય છે. તો તે નથાય તોયપણ મધ્યમ ફલ જે સાયુજ્ય[2], તેની પ્રાપ્તિ તો થાયજ. કેમકે, તેમાં પ્રતિબંધ કંઈ નથી? તેથી થવી જોઈએં. વળી શંકા કરેછે, જે બ્રહ્મસંબંધનું ફલ તો દોષોની નિવૃત્તિ છે, અને આ તો સેવાનું ફલ છે. અને સેવા તો હજુ કરી નથી, ત્યાં કહેછે જે, સેવા તો પહેલાં કરીછે, એ વાત ગદ્યમાં પ્રસિદ્ધ છે. અને શાસ્ત્રથી સિદ્ધ જે સેવા, તેને નિષ્ફલપણું કહી શકાએ નહીં, તેથી આ જે કહેવાય છે એવો જે પુષ્ટિમર્યાદા માર્ગ, તેનો ઉચ્છેદ થાય, કેમકે ઉપદેશ કરનાર કોઈ રહે નહીં. વળી કહી જે રીતિ તે રીતિએં બ્રહ્મસંબંધ કર્યા પછી પણ દોષોનો તો પ્રત્યક્ષ અનુભવ થાય છે, ત્યારે એ પ્રત્યક્ષનો વિરોધપણ આવે, ત્યારે દોષો મટ્યા, તે કઈ રીતે ભાગી શકાય? એ આકાંક્ષા[3]માં

૧ એ એક શ્રીમહાપ્રભુજીના કરેલા ગ્રંથમાંનો એક ગ્રંથ છે. ૨ રૂપમાં મળીજવું. ૩ ભગવાની ઈચ્છા.

દોષોની નિવૃત્તિનું સ્વરૂપ, કેહવા સારૂ પેહે
લા દોષોને ગણતાં તેની નિવૃત્તિનું સ્વરૂપ સ
વા શ્લોકે કરી ભગવાન્ આજ્ઞા કરે છે, એ
મ વિચારીને તે વચન, શ્રી આચાર્યજી "दोषाः
पंचविधाः स्मृताः" એ રીતેં આજ્ઞા કરે છે.

॥ मूलश्लोक ॥

**दोषाः पंचविधाः स्मृताः ॥ २॥ सहजा
देशकालोत्था, लोकवेदनिरूपिताः ॥
संयोगजाः स्पर्शजाश्च, न मंतव्याः क
थंचन ॥ ३ ॥ ॥ ॥ ॥**

અર્થ- દોષો પાંચ પ્રકારના માનેલા છે. એક
સહજ, દેશોત્થ, કાલોત્થ, સંયોગજ, સ્પર્શજ,
એ પાંચે દોષો, લોકવેદમાં વર્ણન કરેલા છે.
તેથી કોઈ રીતેં ભક્તિમાર્ગમાં ન માનવા. આ
દોષોમાં જીવોના સહજ દોષ છે, તે એક તો
અવિદ્યાનો સંબંધ, અને તેનું કરેલું અભિ-
માન, અને પ્રાણધારણ[1] પ્રયત્ન એ છે. ભિં-
ગદેહના સહજ દોષ તે કામક્રોધાદિક છે. અ-

૧ પ્રાણ માં બંધાવાનો સ્વભાવ.

ने क्षुधादिक पण छे. अने स्थूल देहना सह
ज दोष तो मातापिताना मलानुसंगथी[1] म-
लात्मकपणुं अने रोगादिक पण छे. देशकाल
थकी थयेला दोषो तो सूक्ष्म तथा स्थूल, ए
जे देहनेज छे. जीवने नथी. ते उपचारें करी
ने कहेवाय छे. एटले जेम शिपाईओ लडता
होय, अने राजा लडे छे एम कहेवाय छे.
तेम जाणवुं. हवे देशना उत्पन्न थयेला दोष
ते क्यारे? त्यां कहे छे. मगधदेशमां गयाजी,
च्यवनऋषिनो आश्रम, अने पुनःपुना नदी
अने राजगृह, एटलुंज पवित्र छे. अने मरु
देश ते मारवाड ए वगेरे बधा अपवित्र देशो
मां पेदा थयाथी अने जवा वगेरेथी पेदा थये
ला दोषो ते देशोत्थ दोष कहेवाय. अने का
लोत्थ दोष ते कलिकाल थकी थयेला अने जूं
डा मुहूर्त्तथकी थयेला, अने अवस्थाना दोष,
ए सर्व कालोत्थ दोष गणाय. देशकालो-
त्थ जे वचन, द्वंद्वसमासनुं छे. अने एमां

[1] मलनुं मलवुं.

પછવાડે ઊત્થ શબ્દ છે. તે દ્વંદ્વ સમાસની પછ
વાડે છે. તેથી એક એક પદમાં એટલે દશ
પદ અને કાલપદમાં જૂદું જૂદું જોડાય.
એ વ્યાકરણ સિદ્ધાંતની મર્યાદા છે. તેથી
એ બે દોષો થયા. એક દશોત્થ અને બીજો
કાલોત્થ, એ દોષોને ભક્તિમાર્ગીય દોષો
થી જૂદા પાડવા સારૂ "लोकवेद निरूपिता:"
એટલે લોકવેદમાં કહેલા એવું વિશેષણ
આપેછે. એ જે વિશેષણ છે. તે દેહલીદી
પકવત્ પહેલા અને પછી કહેલા દોષોમાં
સંબંધ કરેછે, તેથી એ પાંચેનું વિશેષણ છે.
એ વાત ઘટે પણ છે કેમકે ગુણ અને દોષ
એ જેમાં જૂદી દ્રષ્ટિએં આપેના બતાવે-
લા વેદથીજ જણાય છે. એમ શ્રી ભાગવત
ના એકાદશ સ્કંધમાં ઊધ્ધવજીનાં વ-
ચન છે ॥ શ્લોક ॥ भा० स्कं०११ अ०२० श्लो०
५) गुणदोषाभिदा दृष्टि,र्निगमात्तेन हि स्व
तः॥ અર્થ-ગુણદોષરૂપી ભેદ દ્રષ્ટિ, તે આ

૧ ઊમરાના દીવાની પેઠે. ૨ ભગવાન્

पना निगम अेटले वेद थकी छे. स्वतः उत्पन्न थती नथी. अे रीतें अेकादश स्कंधमां उद्धवजीनां वाक्यमां गुणदोषने श्रुति[1]मूलक कह्या छे. अने लोक छे ते दूरथकी श्रुतिना आधारें छे. जेम शूद्रादिकने वेद जाण्या विना पण हिंसारूप पापनुं ज्ञान परंपराथी थाय छे. अने संयोगथी थयेला दोषो तो जाणीने, अने कर्में करीने सारी रीतें जे मननो योग थयो ते थकी थाय छे अने स्पर्शदोष ते जरूर न होय अने मन पण न होय. तो अेपण थई जाय छे. अे रीतें उपर कहेला पांच दोषो छे. ते वेदना कहेला प्रकारथी अने लौकिक प्रकारथी भक्तिमार्गमां न मानवा अेटले अे सेवाना प्रतिबंधक छे. अेम मानीने ते मटाडवानो प्रयत्न करवानी गरज नथी. केम के, ब्रह्मसंबंध कर्यापछी देह, इंद्रिय, प्राण, अं

१ वेद छे मूल जेनुं अेवा.

તઃકરણ, અને જીવ, તેમને વિષે અને તેમના ધર્મોને વિષે ભગવદીયપણાનું અનુસંધાન+ જ્યારે રહ્યું, ત્યારે એ બધી જણશોના સ્વામીપણાએં કરીને અને તેના પ્રેરકપણાએં કરીને ભગવાનનું અનુસંધાન, એમાં રહે છે તેથી એ બધા દોષોમાંથી પોતાનાપણું મટે છે. તેથી દોષો સ્વરૂપથકી છે. તોએ પણ પારકાની પેઠે પોતાને કાંઈ પણ કરનાર નથી. તેથી તે દોષોને સેવાના પ્રતિબંધકપણાની નિવૃત્તિ તેજ દોષોની નિવૃત્તિ કહી છે. કાંઈ સ્વરૂપથી દોષોની નિવૃત્તિ નથી કહી, એવો અભિપ્રાય, આ ગ્રંથમાં છે, ત્યારે સ્વરૂપ થકી દોષો છે તેથી તેજ વખત સાયુ[1]જ્ય જે મધ્યમ ફલ, તેની પ્રાપ્તિ નથી થાતી અને પ્રત્યક્ષનો વિરોધ પણ નથી આવતો. વલી પ્રતિબંધનું સામર્થ્ય મટ્યું છે, તેથી સેવાનો અંગીકાર થાય છે. તેથી કાં

૧ ભગવાનમાં મલીજવું. અથવા જેમ ગોપો સર્વદા સાથે રહે છે તેમ રહેવું.
+ યાદ.

ઈ ન ઘટે, એવું નથી. એ અર્થ છે. અહીં શં
કા કરે છે. એવા પ્રકારની જે દોષોની નિવૃ-
ત્તિ, તેનો તો પ્રાયશ્ચિત્તં કરીને પણ સંભવ છે.
ત્યારે બ્રહ્મસંબંધથી વધારે શું થયું? એવી
આશંકામાં આજ્ઞા કરેછે.

॥ મૂલશ્લોક ॥

**अन्यथासर्वदोषाणांननिवृत्तिःकथंचन॥**

અર્થ- બ્રહ્મસંબંધ છોડીને સર્વ દોષોની નિ
વૃત્તિ કોઈ પ્રકારેં કરીને નથી. હવે ટીકા ક
રેછે. એ છોડીને સર્વ દોષોની નિવૃત્તિ, કો
ઈ પ્રકારેં કરીને એટલે કર્મજ્ઞાનથી નથી
થાતી. આહીં એમ જાણવું જે એકાદશસ્કં
ધમાં ભગવદ્વાક્ય ॥ શ્લોક ॥ (ભા૦એ૦ અ૦૨૦
શ્લો૦૬) योगास्त्रयो मया प्रोक्ता, नृणां
श्रेयो विधित्सया ॥ ज्ञानं कर्म च भक्तिश्च,
नोपायोऽन्योस्ति कर्हिचित् ॥ અર્થ - મ-
નુષ્યોના કલ્યાણ કરવાસારૂ યોગ ત્રણ
મેં કહ્યા. એક જ્ઞાન, બીજું કર્મ, અને ત્રીજું

भक्ति. ए वाक्यमां भगवाने जीवोना क
ल्याणनां साधन त्रण कह्यां. कल्याण ए
टले दुःखनो अभाव, अने सुखनी प्राप्ति,
ए बे पुरुषार्थनुं नाम कल्याण. केम के,
॥श्लोक॥ (भा॰ च॰ अ॰ २५ श्लो॰ ४) श्रेयस्त्वं
कतमद्राजन्, कर्मणात्मन ईहसे ॥ दुःख-
हानिः सुखावाप्तिः, श्रेयस्तन्नेह चेष्यते॥
अर्थ-हे राजन्! कर्म करीने कई रीतिनुं क-
ल्याण तमे पेदा करो छो? दुःखनी हानि अ
ने सुखनी प्राप्ति ते कल्याण तो आ कर्म-
थी नथी थातुं[1]? ए रीते नारदजीए प्रा
चीनबर्हि राजाने कह्युं, तेमां पहेलां दुःख
नो अभाव शोधवा जाय छे. केम के पहे
लां सुख भटाडवामांज प्रवृत्ति थाय छे. अ
ने दुःख छे ते तो पहेला कहेला दोषोए करीने छे.
केम के प्रायश्चित्त कीधा पछी पण पापमां
मननी प्रवृत्ति थती देखाय छे. तेथी दोषो

---

१ न होवुं.

ની નિવૃત્તિ, પ્રાયશ્ચિત્ત[1]રૂપી કર્મે કરીને અ-
ત્યંત નથી થાતી. તે ઉપર કહે છે. જેમ કે,
॥श्लोक॥ (भा० ष० अ० १ श्लो० ११) कर्मणां
कर्मनिर्हारो, नह्यात्यंतिक इष्यते ॥ अविद्वद
धिकारित्वात्प्रायश्चित्तं विमर्शनम् ॥ અ-
ર્થ- કર્મ કરવાનો અજ્ઞાની અધિકારી છે,
તેથી પ્રાયશ્ચિત્ત તો વિચારવામાત્રજ
છે. એવું શ્રી શુકદેવજીનું વચન છે, તેથી પ-
ણ કર્મે કરીને કર્મનો નાશ, અત્યંત થાય;
જેમ માનવામાં નથી આવતું. ત્યારે જ્ઞાને
કરીને દોષોની નિવૃત્તિ અત્યંત થાઓ. કે-
મકે ॥श्लोक॥ (गी० अ० ४ श्लो० ३७) यथै
धांसि समिद्धोग्नि, र्भस्मसात्कुरुतेऽर्जु-
न॥ ज्ञानाग्निः सर्वकर्माणि, भस्मसात्कु
रुते तथा॥ અર્થ- જેમ ખૂબ સળગેલો
અગ્નિ લાકડાને ભસ્મ કરે છે, તેમ જ્ઞાના-
ગ્નિ કર્મને ભસ્મ કરે છે. તેથી જ્ઞાનથી દો-

૧. દોષો મટાડવાનો ઉપાય.

ષોની અત્યંત નિવૃત્તિ થાય? એવી શંકા
ન કરવી. કેમકે, ॥શ્લોક॥ (भा० ष० अ० १
श्लो० १२) नात्यश्नतः पथ्यमेवान्नं, व्याध-
योभिभवंति हि॥ एवं नियमकृद्राजन्, श-
नैः क्षेमाय कल्पयेत्॥ અર્થ- જે પથ્ય
એટલે કરી કરતા હોય, તેને રોગો થાતા
નથી, તેમ નિયમમાં ચાલનારાઓને હલ
વે હલવે જ્ઞાનની ઉત્પત્તિ થાય છે॥ શ્લોક॥ (भा०
ष० अ० १ श्लो० १३) तपसा ब्रह्मचर्येण, शमे
न च दमेन च॥ त्यागेन सत्यशौचाभ्यां, य-
मेन नियमेन च॥ અર્થ- તપશ્ચર્યાએં કરી-
ને, બ્રહ્મચર્યે કરીને, શમેં કરીને, દમેં કરીને,
ત્યાગેં કરીને, સત્યેં કરીને, શૌચેં કરીને, યમેં ક-
રીને, અને નિયમેં કરીને દેહ, વાણી, અને બુ
દ્ધિથકી પેદા થયેલું જે મહોટું પાપ હોય, તેને
જેમ અગ્નિ, વાંશની ગાંઠને બાલે છે, તેમ
ધર્મને જાણનારા અને શ્રદ્ધાવાલા એવા ધી
રપુરૂષો નાશ કરે છે. એરીતના એ ત્રણ

श्लोकमांथी प्रथमना श्लोकमां पश्चात्ताप[1] द्रष्टांत करीने हलवे हलवे नाना प्रकारनां साधनो थई मूलश्लोकमां "क्षेम" शब्दे करीने कहेली ज्ञाननी उत्पत्ति कहीने बीजा श्लोकमां तेनी साथेना नव साधन कहीने त्रीजा श्लोकमां पापनो नाश कह्यो छे. अने श्रीधरनी टीकामां कह्युं छे. ॥श्लोक॥ (भा० स्कं० ६ अ० १ श्लो० १३)

**मनसश्चेंद्रियाणांच, ऐकाग्र्यं परमं तपः ॥**

अर्थ- मननुं अने इंद्रियोनुं एकाग्रपणुं ए परम तप छे. वली एज प्रमाणे स्मृतिमां कह्युं छे. तेथी मननी अने इंद्रियोनी एकाग्रता ते तप अने ते पछी वली ब्रह्मचर्य ते ॥श्लोक॥ (भा० ष० अ० १ श्लो० १३ मांनी टीकामां)

**स्मरणं-कीर्त्तनं केलिः, प्रेक्षणं गुह्य भाषणं॥ संकल्पोऽध्यवसायश्च, क्रियानिवृत्तिरेव च ॥ एतन्मैथुनमष्टांगं, प्रवदंति मनीषिणः ॥**

अर्थ- स्मरण एटले स्त्रीने पुरुषनी अने पुरुष

१ करीनी जणाशनुं जनवुं

ને સ્ત્રીની યાદ કરવી, કીર્ત્તન એટલે તેની ચેષ્ટા
કરવી, પ્રેક્ષણ એટલે જોવું, ગુહ્યભાષણ એ
ટલે છાનું બોલવું, અને મળવાનો સંકલ્પ,
એટલે મનમાં ઠરાવ કરવો પછી તેની સાથે
નિશ્ચય કરવો, અને તે ઉપાય પાર પાડવો,
એ અષ્ટાંગ મૈથુન તે થકી અવળું છે. શમ
તે મનનો નિગ્રહ[1], દમ તે બાહેર[2]ની ઈંદ્રિય
નો નિગ્રહ, ત્યાગ તે દાન, સત્ય તે ખરૂં બો
લવું, શૌચ તે દેહાદિકની અશુધ્ધિને દૂર ક
રનારો આચાર, યમ તે અહિંસાદિ, એ રીતે
તપ વગેરેની ટીકા છે. તેથી એ રીતે ઘણા
કાલે કરીને દોષોની નિવૃત્તિ થાય છે. તે-
થી એની સાથેની ગણશો જે તપ વગેરે ઉ
પર લખેલાં છે. તે આવખતમાં બધી સાથે
નથી હોતી માટે જ્ઞાનથી દોષોની અત્યંત
નિવૃત્તિ થાય? એવી શંકા ન કરવી. આ-
થી આગલ ભક્તિથી દોષનિવૃત્તિ જાણી

૧ વશરાખવું ૨ હાથ પગ વગેરે.

रहे छे ॥श्लोक॥ (भा० ष० अ०१ श्लो०१५)
केचित्केवलया भक्त्या, वासुदेवपरायणाः ॥ अघं धुन्वंति कार्त्स्न्येन, नीहारमिव भास्करः ॥ अर्थ - जेम झाकलने सूर्य दूर करे छे, तेम जे कोई वासुदेवपरायण होय, ते संपूर्ण पापने दूर करे छे. वली ॥ श्लोक ॥ (भा० ष० अ० १ श्लो० १) न तथा ह्यघवान् राजन्, पूयेत तप आदिभिः ॥ यथा कृष्णार्पित प्राण,स्तत्पूरुषनिषेवया ॥ अर्थ - श्रीकृष्णमां जेणे प्राण अर्पण कर्यां होय ते कृष्णना पुरुषो जे भगवदीय छे तेमनी सेवाए करीने जेम पवित्र थाय छे. तेम हे राजा! अघवान् एटले पापी पहेला कहेला तप वगेरे साधनोए करीने पवित्र थाता नथी ॥श्लोक॥ (भा० ष० अ० १ श्लो० १७) सध्रीचिनो ह्ययं लोके, पंथाः क्षेमोऽकुतो भयः॥ सुशीलाः साधवो यत्र, नारायण परायणाः ॥ अर्थ-

જેમાં ક્યાંય ભય નથી એવો લોકમાં સારો માર્ગ આ છે જેમાં સારા સ્વભાવવાળા અને પરોપકાર વગેરે કરનારા સારા માણસો અને નારાયણ જે ભગવાન તેમને વિષે જેમના મન વચન અને કર્મ છે એવા મનુષ્યો છે ॥श्लोक॥ ( भा० ष० अ० १ श्लो० १८ )

प्रायश्चित्तानि चीर्णानि, नारायणपराङ्मुखं॥ न निःपुनंति राजेन्द्र! सुराकुंभमिवापगाः॥

અર્થ - હે રાજેંદ્ર! જેમ મદિરાના ઘડાને આખી નદી પણ પવિત્ર કરતી નથી તેમ પ્રાયશ્ચિત્ત કર્યાં હોય પણ નારાયણથકી બહિર્મુખ હોય, તેને એ પ્રાયશ્ચિત્ત પવિત્ર કરતાં નથી. ॥श्लोक॥ ( भा० ष० अ० १ श्लो० १९ )

सकृन्मनः कृष्णपदारविंदयो,र्निवेशितं तद्गुणरागियैरिह॥ न ते यमं पाशभृतश्च तद्भटान्, स्वप्नेपि पश्यंति हि चीर्णनिष्कृताः॥

અર્થ - શ્રીકૃષ્ણના ગુણમાં આસક્ત થયેલું મન જેમણે શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં એ-

ક વખત પણ રાખ્યું છે. તે યમને અને જેમ
ના હાથમાં બાંધવાના પાશ છે, એવા યમ
દૂતોને સ્વપ્નમાં પણ જોતા નથી. કેમ કે,
તે બધું પ્રાયશ્ચિત્ત કરી ચૂક્યા છે. એ વા
ક્યોએં કરીને ભક્તિને પણ પાપનિવારક[1]
પણાએં કરીને કહી છે. તે ભક્તિનો બ્ર
હ્મસંબંધ[2] કર્યાથીજ સિધ્ધ થાય છે. તે
છોડીને સિધ્ધ નથી થતી તે બતાવીએં છે
યેં. ઊપરના શ્લોકોમાંથી પ્રથમના શ્લોક
માં "કેચિત્" એટલે (કોઈક) પદ છે. તેણે
કરીને એવા અધિકારીને દુર્લભપણું જ.
ણાવ્યું છે. અને "કેવલયા ભક્ત્યા" એટલે
એકલી ભક્તિયેં એ પદેં કરીને ભક્તિને
બીજી સહાયતા જોતી નથી, એમ જણાવ્યું
છે. તેથી ભક્તિને જ્ઞાન કરતાં બલવાન્
પણું જણાવ્યું છે અને સૂર્યના દૃષ્ટાંતે ક.
રીને સૂર્ય જ્યારે ઊગ્યો ચઢે છે, ત્યારે ઝા

---

૧ મટાડનાર. ૨ બ્રહ્મનો સંબંધ.

कुलनो संपूर्ण नाश थाय छे. आकी कांई पण रहेतुं नथी. तेम पापनो वंश पण न रहे एवी रीतनुं पापनुं नाश करनारमणुं पण जताव्युं छे. बीजा श्लोकमां "कृष्णार्पितप्राण," एटले कृष्णमां जेणे प्राणादिकनुं अर्पण कर्युं छे एवुं अधिकारीने विशेषण आपेलुं छे. तेणें करीने केवल भक्ति करनारने ब्रह्मसंबंध करेलापणुं जताव्युं छे. आ वात घटे पण छे. केमके "अपहतपाप्मा" एटले हण्युं छे पाप जेणे एवा भगवानना स्वामीपणानुं ज्यारें अनुसंधान राख्युं, त्यारें दोषोनी निवृत्तिने योग्यपणुं छे. पण एटलो एमां विशेष छे जे, एज श्लोकमां तृतीया विभक्तिवालुं जे "तत्पूरुषनिषेवया." एटले "भगवदीयनी सेवाए" ए पदें करीने सर्वदा भगवद्भक्तना संगीपणुं[1] पण जताव्युं, तेमां

---

१ साथें रहेनारो.

દાંભિક એટલે ઉપરથી ધર્મ જતાવનારા વ
ગેરેના સંગનો ત્યાગ સૂચવ્યો છે. ચોથા શ્લોક
માં અજામિલના કહેલા પ્રાયશ્ચિત્તને દઈને
વાશણ અને નદીના દૃષ્ટાંતે કરીને નિષ્ફલ
પણું કહ્યું છે. પાંચમા શ્લોકમાં એક વખત
ભગવાનના ચરણમાં રાખેલું મન તે ચરણ
માં આસક્ત થયું છે જેમનું, તેમને યમ અને
જેમના હાથમાં પાશ છે એવા યમના દૂતોના
દર્શનનો સ્વપ્નમાં પણ અભાવ એટલે ન-
હિંપણું જતાવ્યું છે. તેણે કરીને પાપનો સંપૂ
ર્ણ નાશ સમજાવ્યો છે. તે પછી અજામિલ
ના ઉપાખ્યાનમાં એ વાતનો વિસ્તાર ક
ર્યો છે. તેથી ભગવદ્ભક્તનો સંગ અને દાં
ભિકના સંગનો[1] ત્યાગ અને બીજા સાધનો
માં શ્રધ્ધા રહિતપણું અને ભગવાનના ગુણ-
માં આસક્ત ચિત્તપણું જ્યારે થાય છે, ત્યારે
અજામિલની પેઠે થાય છે જેથી કરીને એ

1 તે વિના પણું.

નો પણ નિર્ણય શ્રી આચાર્યજીએં એ પ્રકર-
ણના નિબંધમાં કર્યો છે ॥ શ્લોક ॥ भगवत्से
वकायेतु, कथंचिद्भिन्नतां गताः ॥ सर्वा-
त्मना पापनाश, स्तेषामेव भवेत् ध्रुवम् ॥
અર્થ- જે ભગવત્સેવક છે તે કોઈ કારણ
થી ભગવાનથી જૂદા પડ્યા હોય, તેમનાજ
પાપનો સર્વપ્રકારથી નક્કી નાશ થાય છે. એ
કારિકાએં કરીને નિર્ણય કર્યો છે. એમ છે ત્યા
રે પહેલાં ભગવત્સેવક હોય, તે કોઈ કારણથી
આહીં આવ્યો હોય તેમનાજ સારૂ આ માર્ગ
છે. તેથી તેજ લોકો બ્રહ્મસંબંધ કરવાથી
(ભસ્યા છે સર્વ દોષ જેમના) એવા થાય છે તે
જ એતન્માર્ગમાં અધિકારી થાય છે. તેથીજ
નિબંધમાં છે ॥ શ્લોક ॥ सात्विका भगवद्भ
क्ता, ये मुक्तावधिकारिणः ॥ भवांत संभवा
देवा, स्तेषामर्थे निरूप्यते ॥ અર્થ - સાત્વિક
એટલે પોતાના સ્વભાવ અને પ્રકૃતિથી ન
થાય, એવું અલૌકિક કાર્ય કરે, એવા હોય,

અને ભગવદ્ભક્ત હોય અને જે મુક્તિદાયક હોય અને છેલ્લા જન્મમાં આવેલા હોય અને દૈવી જીવ હોય, તેમના સારુ આ અમે વર્ણન કરીયે છૈયે. જેમ શ્રી આચાર્યજીયે આજ્ઞા કરી છે ॥ શ્લોક ॥ सर्वेऽधिकारिणोह्यत्र, विष्णुभक्तौ यथा नृप ॥ અર્થ – હે રાજા! વિષ્ણુભક્તિને વિષે જેમ સર્વ અધિકારી છે, તેમ આમાં પણ બધાય અધિકારી છે. એ રીતેં માઘસ્નાન જાણતના દૃષ્ટાંતથી જાણવું. ॥ શ્લોક ॥ (भा० स० अ० ८ श्लो० ५०) देवोऽसुरो मनुष्योवा, यक्षो गंधर्व एवच ॥ भजन्मुकुंद चरणं, स्वस्तिमान्स्याद्यथावयम् ॥ અર્થ- દેવ, અસુર, મનુષ્ય, યક્ષ, ગંધર્વ, જે કોઈ હોય તે મુક્તિ આપનારા ભગવાનને ભજે, તો જેમ અમે સુખી થયા છૈયેં, તેમ સુખી થાય. જેમ સપ્તમ સ્કંધમાં પ્રલ્હાદજીનું વાક્ય છે. તેથી પણ ભક્તિમાર્ગદાયકપણું રૂપ હાથ, પગ વગેરે જ્ઞાનેંદ્રિય[1], અને કર્મેંદ્રિયો[2] જેમ

---

1 કાન, આંખ, નાક, ત્વચા, જીભ. 2 વાણી, હાથ, પગ, ગુદા, ઉપસ્થ.

ને છે. એ બધાઓનો અધિકાર છે તો એ
પણ જેમાં તરત ફલ થવાન માંડે એવો તો
“સાત્વિક” એ નિબંધના ઊપર કહેલા શ્લો
કમાં કહેલાઓનેજ થાય તેથી બ્રહ્મસંબં
ધ તેઓનેજ કરાવવો. અને એવા પણ તો
ઊત્કટ[1] ભગવત્સેવામાં આદરને પેદા કરનારી
જે ગુરૂસેવા તે સહિત ગુરૂને અનુકૂલ એ-
વા પ્રશ્ન કરે, અને પ્રાપ્ત થઈ હોય, જેને મા-
ર્ગની રૂચિ, વેષ, ભાષા અને આચાર, તેણે કરી
ને જાણવું. અને જે પોતે પાપાચારી હોય,
તે પછી ભગવન્માર્ગની ઊત્કંઠા[2] રાખે, તે પણ
ઊપદેશ કરવાલાયક છે ॥ શ્લોક ॥ (ગી॰ અ॰
૯ શ્લો॰ ૩૦) अपिचेत्सुदुराचारो, भजतेमा
मनन्य भाक् ॥ साधुरेव समंतव्यः सम्यक्
व्यवसितो हि सः॥ અર્થ- દુરાચારી હોય તો
પણ મને અનન્યતાથી ભજે, તો એનો સા
રો નિશ્ચય છે તેથી એને સાધુ[3]જ માનવો.

---

૧ ઘણોજ. ૨ જેનાસારૂ ગદગદ કંઠ થઈ જવું આવે એવી ઈચ્છા.
૩ સારો માણસ.

જોઈએ. શ્રી ગીતાજીનાં વાક્યમાં એવાને
પણ સાધુ માનવો, એમ કહ્યું છે. તેથી એ
ઉપદેશ કરવાલાયક છે. ॥ શ્લોક ॥ (ગી૦ અ૦ ૯
શ્લો૦ ૩૧) क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छां
तिं निगच्छति ॥ कौंतेय प्रतिजानीहि, न
मे भक्तः प्रणश्यति ॥ અર્થ - તે તરત ધ-
ર્માત્મા થાય છે અને સદા શાંતિને પામે છે.
હે કુંતિના પુત્ર! મ્હારો ભક્ત છે તેનો નાશ
થાતો નથી. એવી પ્રતિજ્ઞા કર. એ વાક્યે
કરીને એ સારા માનવા તેનું અભિજ્ઞોપક
પણ કહ્યું છે. અને જેને પોતાને ભક્તિમાર્ગ
ની ઉત્કંઠા ન હોય પણ સત્સંગથી અથવા
કુલ પરંપરાથી જે શરણ આવે, તે પણ ઉ
પદેશ કરવાલાયક છે. પણ ત્યાં ભગવત્કૃપા
માં સંદેહ છે. તેથી તેને તરત ફલ થશે, એ
વો નિશ્ચય થઈ શકતો નથી તોપણ એ,
ઉપદેશ કરનારામાં દોષ પેદા નથી કરતો

---

૧ જણાવનારપણું.

કેમ કે એને સત્સંગ વગેરે કારણોથી શરણની રીતે ઉપદેશ કરેલો છે. પણ એની પરીક્ષા કરવી નહિજે. જે બ્રહ્મસંબંધ થયા પછી જે ભગવદ્ધર્મમાં શ્રધ્ધા કરે ॥ શ્લોક

॥ यथा यथा हरिः कृष्णो, मनस्याविशते निजे ॥ तथा तथा साधनेषु, परिनिष्ठा विवर्द्धते ॥

અર્થ- હરિ જે દુઃખહર્તા અને કૃષ્ણ જે સદાનંદ તે જેમ જેમ પોતાના મનમાં પ્રવેશ કરે, તેમ તેમ સાધનો એટલે ભક્તિમાર્ગના ધર્મોને વિષે પરિનિષ્ઠા એટલે ચારે તરફથી મન ઇંદ્રિયાદિને એમનામાંજ સ્થિર થાય. એવી સ્થિતિનો વધારો થાય. તેમ શ્રી આચાર્યજીનું કહેલું જે ભગવત્કૃપાનું જ્ઞાપક એટલે જણાવનારૂં લક્ષણ તે હોય, તો માર્ગની રીતથી એને બોધ કરવો. પણ જો માર્ગમાં ચાહના એને નહોય, તો એને બોધ ન કરવો. એ જો પોતાની બહિર્મુખતા દેખાડે તો એનાથી કામ ન પાડવું. કેમ કે ॥ શ્લોક ॥

(भा० ए० अ० २ श्लो० ४६) ईश्वरे तदधीनेच, बालिशेषु द्विषत्सुच ॥ प्रेम मैत्रीकृपोपेक्षां, यःकरोति स मध्यमः ॥ अर्थ-ईश्वरमां अने एना आधीनमां अने बालक बुध्धि होय, ते मनामां अने जे द्वेष करता होय तेमने विषे पण उपेक्षा[1] करता होय, ते मध्यम भक्त कहेवाय. ए रीतें एकादश स्कंधमां योगेश्वरना वचनमां भगवद्भक्तनां लक्षण कह्यां छे अने ॥श्लोक॥ निवेदितात्मा भिन्नेषु, सदौदासीन्य माचरेत् ॥ प्रावाहिकास्तेपि चेत्स्युरुपेक्षैवोचिता सदा ॥ अर्थ-निवेदित आत्मा एटले जेणे निवेदन कर्युं होय, तेथी जूदा जनोने विषे उदासीनता राखवी. एटले प्रीति जोडवी नहीं. अने निवेदन जेमणे कर्युं छे, ते पण जो प्रावाहिक[2] होय, तो सदा एनाथी काम न पाडवुं. एरीतें विज्ञप्तिमां श्री गुसांईजीए पण आज्ञा

१ शत्रुता अने मित्रता विना वर्त्तवुं. २ आसुरी, तेनां लक्षण गीताजीमां कहेलां छे ते.

કરી છે તેથીં અને ॥શ્લોક॥ विजातीयजनाक्रांते, निजधर्मस्य गोपनं ॥ देशे विधाय सततं, स्थेयमित्येव भासते ॥ અર્થ- આપણા માર્ગથી બીજા તરેના માણસોના કબજામાં જે દેશ હોય તે દેશમાં પોતાના ધર્મને છુપાડીને સદા રહેવું એવું જણાય છે ॥શ્લોક॥ हरेरेव तथेच्छास्ति, सर्वोद्धृतिविरोधिनी ॥ अन्यथाऽऽचार्यविमुखाः, कथमेतत्पथिस्थिताः ॥ અર્થ- હરિ જે દુઃખ હરનાર ભગવાન તેની સર્વના ઉધ્ધારથી વિરૂધ્ધ ઈચ્છા છે, નહીં તો શ્રીઆચાર્યજીથી વિમુખ, આ માર્ગમાં આવેલા કેમ થાય? એ રીતે પત્રમાં પણ શ્રીગુસાંઈજીએ લખ્યું છે. તેથી ઉપર લખ્યા પ્રમાણે પરીક્ષા કરીને બોધ કરવો. આ ઉપર કહેલી વાત ઉચ્છૃંખલપણું એટલે માર્ગની રીતમાં બેદરકારીપણું મટાડવાસારૂ, અને વલી માર્ગની રીત જતાવવાસારૂ અને બીજી રીતની સમજણ મટાડવાસારૂ પ્રસંગથી કહી છે. પ્રાચીન

ટીકાકારોએ તો પોતપોતાની ટીકામાં પાંચપ્ર
કારના દોષોનું સ્વરૂપજ માત્ર પોતાના વિચા
ર્યા પ્રમાણે કહ્યું છે. કંઈ પ્રસંગની વાત વિચા
રી નથી, તેમ પ્રત્યક્ષ વિરોધ પણ દૂર કર્યો ન
થી એમ થયાથી તેમના મતે કરીને હમણાંના
હલકા અધિકારીઓને તે રીતે દોષોની નિ-
વૃત્તિ વગેરે મોટી મેહનતે કરીને ઠરાવવાલાય
ક થઈ પડે છે. તેથી એમનું[1] મત[2] છોડીને શ્રીરઘુ
નાથજીની ટીકાને અનુસરીને મેં ટીકા કરી છે
અને શ્રી ગોકુલનાથજીએ તો આંહીં પૂજ્ય માર્ગ
ના કહેલા દોષોની જ નિવૃત્તિ બ્રહ્મસંબંધે કરીને
થાય છે. એવો અભિપ્રાય લીધેલો છે. એ ટી-
કામાં દેહ છે તે પંચમહાભૂતનો છે તેથી ભૂતશુ
દ્ધિથી મટે, એવા જે દોષો તે સહજ દોષ ॥ શ્લો
ક ॥ ॥ ॥ अपसर्पंतु भूतानि, पवित्रं
कुरुचासनम् ॥ અર્થ- પંચમહાભૂતો દૂર થાઓ
અને આસનને પવિત્ર કરો. એ વગેરે વચ-

---

૧ તે પ્રમાણે   ૨ પુરૂષોત્તમજીએ.

नोअें करीने शुध्धिनुं विधान कर्युं छे तेथी पूजना स्थानमां पण दोषो छे तेथी ते देशोत्थ दोष केहवाय ॥श्लोक॥ प्रातर्होमं च कृत्वैव, कृत्वा वा ब्रह्मयज्ञकं॥ यद्वा माध्याह्निकं कृत्वा, पूजयेत्पुरुषोत्तमं ॥अर्थ-सवारनो होम करीनेज अथवा ब्रह्मयज्ञ[1] करीने अथवा मध्यान्हनुं कर्म करीने पुरुषोत्तमने पूजवा. अेरीतें वखत कह्यो छे. तेथी तेविना बीजा वखतमां पूजा करे तो कालोत्थ दोष केहवाय. अे जे देश कालोत्थ दोषो, अे रीतें अेक पदमां कह्या छे. ते अेक दोष केहवाय. अने लोकनिरूपित दोषो तो ॥श्लोक॥ (गी॰अ॰८ श्लो॰१६) आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्त्तिनोऽर्जुन ॥ मामुपेत्य तु कौंतेय, पुनर्जन्म न विद्यते॥ अर्थ- ब्रह्मलोक पर्यंतथी लोको फरीने आंहीं आवीने जन्म ले छे. पण हे कुंतिना पुत्र! मने पा-

---

१ ब्राह्मणने करवानुं कर्म.

ભીને તો ફરી જન્મતા નથી. એમ અર્જુનપ્ર-
ત્યેં ભગવાનનું વચન છે. તેથી ફરી જન્મવારૂ
પી લોક[1]નિરૂપિત દોષ અને વેદનિરૂપિત તો
॥શ્લોક॥ ॥ ॥ यस्यस्मृत्या च ना
मोक्त्या, तपोयज्ञक्रियादिषु ॥ न्यूनं संपू
र्णतां याति, सद्यो वंदे तमच्युतम् ॥ અર્થ-
જેના સ્મરણથકી અને નામ લીધાથકી તપ,
યજ્ઞ, ક્રિયા, વગેરેને વિષે ન્યૂન એટલે જે
ઓછું હોય, તે સંપૂર્ણપણાને પામે છે. જે
વાક્યમાં ન્યૂનપણા વગેરે દોષો છે. એ રીતેં
લોક, વેદનિરૂપિત દોષ પણ જે, એ ઉપદમાં
કહ્યા છે. તેથી પાંચની ગણત્રીમાં એ જે એ
ક ગણાએ છે. અને સંયોગજ તો, મંત્રેલા
જળ વગેરેમાં વગર મંત્રેલા જળનો જે સં[2]યો
ગ, તેથી પેદા થએલો દોષ, અને લાવેલા જે
અરગજા, ફૂલ વગેરે પદાર્થોને શૂદ્રનો સ્પર્શ
થાય, તે સ્પર્શજ દોષ કહેવાય અને “સ્પ-

૧ બતાવેલા. ૨ મળવું.

ઈજાશ્ચ" એમાં "ચ" કહ્યો છે. તેથી બીજા
દોષો વગેરે એટલે ભોગ વગેરેની જાણશો
માં દૃષ્ટિદોષ વગેરે દોષો તે ભક્તિમાર્ગમાં
માનવા નહીં. એટલે ગણવા નહીં. એ રી
તેં વ્યાખ્યાન શ્રીગોકુલનાથજીએં કર્યું છે.
તેનું કારણ તો બ્રહ્મસંબંધનું કરવું, એજ
છે. ત્યારેં એના અપરાધોનું ભગવાનથીજ
નિવારણ થાય છે, તેથી માનવા નહીં. એ
શ્રી ગોકુલનાથજીનો આશય[2] છે.

હવે શ્રી પુરૂષોત્તમજી આજ્ઞા કરે છે.
આ ઊપર લખેલી પ્રસંગની વાત, પૂરી કરી
ને ટીકા કરવાની રીતિપ્રમાણે ટીકા કરીએ
છેએં. ત્યાં શંકા કરે છે. એ રીતેં પહેલાના
દોષોની નિવૃત્તિ થાઓ, તોય પણ દોષોને
પેદા કરનારાં જે કર્મ, દેશ, અને કાલ, એ
જયાં વિદ્યમાન છે તેમનો જે સંયોગાદિક
થાય, ત્યારેં સંયોગજ સ્પર્શો કરીને પેદા થતા

૧ ટીકા. ૨ મતલબ.

ને દોષો, તે કેમ મટાડી શકાય? એવી શંકા
ઊપર આજ્ઞા કરે છે.

॥ મૂલશ્લોક ॥

असमर्पितवस्तूनां, तस्माद्वर्जनमाचरेत् ॥४॥

અર્થ– અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવો, તે
વી નહિં. હવે ભાવાર્થ કહે છે. "વર્જન" એ "વૃ-
જ્" ધાતુનું રૂપ છે. વર્જન એટલે સંસર્ગ[1] રહિત
પણું કરવું એટલે સમર્પ્યા વિના પોતાના ક
મમાં ન લેવી. અને પ્રારબ્ધાદિક છે, તે દ
ખાતી નણશના લેવા દેવા વિના સંયોગ અ
ને સ્પર્શ દોષોને પેદા કરતા નથી; સમર્પેલી
વસ્તુને ભગવદીયપણું થાય છે. તેથી દોષોને
પેદા નથી કરતી. તેથી અસમર્પિત છે તે ન
ણશોનો સંસર્ગ ન કરે તો સંયોગ અને
સ્પર્શ થયા પછી થનારા દોષોનો સંયો
ગ ન થાતો નથી. તેથીજ તે દોષોનું નિ-
વારણ થાય છે. એ અર્થ છે. અહીં શંકા
કરે છે જે કાલાદિકના કરેલા દોષોનું એ

૧ વગરમળેલાપણું.

रीतें निवारण थाओ, तोअे पण प्रार
ब्धथकी आ, विद्यमान अेवुं जे सर्व देह
वगेरे, तेनो निर्वाह तो भगवानना अन्ना
दिकथकी करवो. अेम ज्यारें थाय, त्यारें
पोताने स्वामीनी वस्तुना भोगथकी पेदा
थयेलो दोष, ने सेवानो प्रतिबंध[1] करे,
तो तेनी केम निवृत्ति थाय? अे शंका म
टाळवा सारु आप श्री आचार्यजी आज्ञा
करेछे.

॥ मूलश्लोक॥

**निवेदिभिःसमर्प्यैव,सर्वंकुर्यादितिस्थितिः॥**

अर्थ- निवेदन करेला जे पदार्थो छे, तेमने
समर्पिने, अेटले अंगीकार करावीने प्रसा
दीथी बधुं करवुं. अेवी भक्तिमार्गनी निर्दो-
ष मर्यादा छे. हवे टीकार्थ कहेछे. निवेदन
जेमनुं थयुं छे, अेवा निवेदी पदार्थो तेमने
अंगीकार करावीनेज सर्व करवुं. आनो हे

१ आडो पडे.

સિતાર્થ જે છે તે, પોતાના આત્માનાં સમર્પ
ણની વખતમાં ભગવાનનાસારૂ નિવેદન કરે
લા તે સ્ત્રીવગેરે ચેતન, અને ઘર, પઈશો વ
ગેરે તે અચેતન, તેમનાથી જે કંઈ કરવું
હોય, તે ભગવાનસારૂ તે વસ્તુઓના યોગ્ય
ઉપયોગરૂપી સમર્પણ કરીનેજ કરવું ॥શ્લો
ક॥ ॥ ॥ शास्त्रे निवेदनं दानं, ह्यर्पणं
त्रिविधं मतं ॥ निवेदनं समुद्दिश्य, द्रव्यस्य ज्ञा
पनं मतं ॥ दानं स्वकीयतात्यागः, परस्वोत्पा
दनं विधेः ॥ अर्पणं स्वामिभोग्यस्य, स्वामि
ने ज्ञापनं मतं ॥ सूददृष्टांत दृष्टेन तदेवं त्रिवि
धं प्रमा ॥ અર્થ-શાસ્ત્રમાં નિવેદન, દાન અ
ને અર્પણ, એ ત્રણ તરેહ માનેલી છે. તેમાં
થી નિવેદન એટલે જે હોય તે સ્વામીને જ
ણાવી દેવું. અને દાન એટલે શાસ્ત્રના વિ-
ધિથી પોતાની સત્તાનો તે વસ્તુમાંથી ત્યાગ
કરવો. અને જેને દાન આપવું તેની સત્તા

૧ જીવવાળા.

"तुभ्यमहं संप्रददे नमम" ए वगेरे वचनोए
करीने पेदा करवी. अर्पण ते स्वामीने भो
गववा लायक वस्तु तेनी स्वामीने विज्ञा
पना करवी. ए प्रकार, रसोईआना दृष्टांत
थी समजवो. ए रीते कोईक वैष्णव निबंध[1]
मां देखाय छे. तेथी मूलमां "निवेदिभिर्निवे-
द्यैव" एम न कहीने "निवेदिभिःसमर्प्यैव"
एम कह्युं छे. "समर्प्य" एमां "सं" एवो
उपसर्ग कह्यो छे. ते भावपूर्वक अंगीकार
करावबुं. ते जणाववासारु कह्यो छे. एटले
चेतन जे स्त्रीपुत्रादिक तेने भगवत्सेवा
मां जोडीने पछी अचेतन जे घर, पैसा
वगेरे ते पण जोडीने अने अन्नादिक ते
नैवेद्यरूपे जोडीने ॥ श्लोक ॥

**उच्छिष्टभोजिनो दासा, स्तव मायां जयेम हि ॥**

अर्थ- तमारां भोगवेलां माला,
अरगजा, वस्त्र, घरेणां तेणे करीने शो-

---

1 शास्त्रनां वचनो भेगां करीने बांधेलो ग्रंथ.

ભાયમાન અને ન્યૂનપણ જાનારા દાસ છઈ
એં, તેથી તમારી માયાને જીતીએં છૈયેં:
એહેવી રીતેં ભગવાનના આપેલા પ્રસાદરૂ
પણાએં કરીને પોતેં ઉપયોગ કરવો એ ભ
ક્તિમાર્ગની નિર્દોષ મર્યાદા છે. મૂળમાં "સ
ર્વં કુર્યાત્" એ વચનમાં સર્વ પદેં કરીને લૌ
કિક[1] અને વૈદિક[2] જે કાર્ય કરવું હોય, તે
કેહેવાય છે. અને "નિવેદિભિઃ" એટલે નિ
વેદન કરેલીઓ એ રીતેં વસ્તુઓને વિશે
ષણ આપ્યું છે. તેણે કરીને તથા તેમાં સ
મર્પણરૂપી ક્રિયા જતાવી છે, તેણેં કરીને
પણ એ બધું ભગવાનના સારૂ છે. એ
રીતનું ભગવાનનું સ્મરણ કરાય છે. ત્યારેં
એ ભગવાનના પ્રસાદેં કરીને પોતાનો અ
ને પોતાના બધાઓનો નિર્વાહ જ્યારેં કરે,
ત્યારેં પોતાના સ્વામી એંજ તેના નિર્વાહસા
રૂ પોતાની વસ્તુઓને કૃપાએં કરીને આ

---

૧ લોકસંબંધી ૨ વેદસંબંધી.

પ્યાપણાની યાદ થાય છે. તેથી તેનો લો
ગ કરવામાં દોષ નથી, એ અર્થ છે. ઊપ
ર લખેલું ઉધ્ધવવાક્ય, અવતારની વ્ય-
જતનું છે. તેથી હમણાં પ્રસાદ, ભગવાનેં
આપ્યો, એવું જ્ઞાન છે. તે આહાર્ય[1] છે.
તેથી એવા જ્ઞાનથી કેમ દોષ નિવૃત્તિ થા
ય? એવી શંકા ન કરવી. કારણ કે એવા
જ્ઞાનને પણ ફલસાધકપણું છે. તે નીચેં
લખેલા ભગવદ્વાક્યમાં જતાવ્યું છે. ॥ શ્લો
ક॥ (भा॰ए॰ अ॰ २७ श्लो॰ ४७) इति शेषां म
याद्त्तां, शिरस्याधाय सादरं। उद्वासयेच्चे
दुद्वास्यं, ज्योतिर्ज्योतिषि तत्पुनः॥ અર્થ-પૂ
ર્વના પ્રકારમાં ભગવાનેં આજ્ઞા કરી છે
જે એ રીતે મેં જે પ્રસાદ આપ્યો, તેને
આદરપૂર્વક માથે ચડાવીને જો મૂર્ત્તિનું
વિસર્જન કરવું હોય, તો કરે એ વાક્યથી
એવો નિશ્ચય થાયછે જે એજ વાત પૂર્વ
ના પ્રકારમાં ભગવાનેં આજ્ઞા કરી છે.

1 ભેરાવરીએં ઠેરાવેલું.

જે, મૂર્ત્તિ પાસેંથી જે પ્રસાદી ઉપાડી લે, તે મેં આપ્યું એમ માનવું. વલી બીજા પુરાણમાં કહ્યું છે ॥ શ્લોક ॥

अंबरीष नवं वस्त्रं, फलमन्नं रसादिकं॥ कृत्वा विष्णूपभोग्यं तु, सदा सेव्यं हि वैष्णवैः॥ અર્થ - હે અંબરીષ! નવું વસ્ત્ર, અને ફલ, અન્ન, ઘૃત, તેલ, વગેરે સાહિત્ય વિષ્ણુને ઉપભોગ એટલે ભોગવવાલાયક કરાવીને વૈષ્ણવોએં સદા લેવું ॥ શ્લોક ॥

विष्णोर्निवेदितान्नेन, यष्टव्यं देवतांतरं॥ पितृभ्यश्चापि तद्देयं, तदानंत्याय कल्पते॥ અર્થ - વિષ્ણુને નિવેદન કરેલું જે અન્ન, તેણે કરીને બીજા દેવતાની પૂજા કરવી અને પિતૃને પણ તેજ અન્ન આપવું. તે અનંત ફલને આપેછે. તિહાં એવી શંકા કરે છે જે આ રીતેં તો પ્રક્ષાલનપંક[1] ન્યાયેં કરી

૧ ગારાને અડીને ધોઈનાખવો, તેથી તે કરતાં અડવુંજ નહીં એવો ન્યાય.

ने जे पांच दोषोवाळी वस्तु छे तेने स
मर्पणथकी पहेलुं भगवदीयपणुं न मान
वुं नहीं, केम के, आत्मसमर्पणनी बीज
तें वित्त एटले पैसो, तेना समर्पण
बाबत उच्चार करेलो छे. ते उच्चार
ने जेम थनार ने परलोक तेना पण
अभिमान मात्रनी निवृत्तिसारु उच्चा
र कीधो छे. ते अभिमानमात्रनी निवृ-
त्तिसारुपणाए करीने ते वचनें तेने
भगवदीयपणुं पेदा करनार नथी. तेम
ज पछे शानो, अभिमाननिवृत्तिमात्र
सारु ज उच्चार कीधो छे. ए मा-
न्याथी परलोकनी पेठे एने भगवदी
यपणुं आवतुं नथी? एवी शंका न
करवी. केमके समर्पणथकी पहेलां पण
वस्तुतः[1] बधाओने भगवदीयपणुं छे,
तेणे करीने महारुं छे एवुं अभिमान

१ बरेबर.

જ્યારેં છોડ્યું, ત્યારેં અત્યંત ભગવદીય
પણું છે. તેથી પહેલી કહેલી રીત વિના
એટલે અંગીકાર કરાવ્યા વિના પહેલા
કહેલા દોષો દૂર થાતા નથી ॥ શ્લોક ॥
(भा० स० अ०१४ श्लो०८) यावद्भ्रियेत जठ
रं, तावत्स्वत्वं हि देहिनां ॥ अधिकं यो
ऽभिमन्येत, सस्तेनो दंडमर्हति ॥ અ-
ર્થ- જેટલાથી પેટ ભરાય, તેટલામાં દેહ[1]
વાલાની સત્તા છે. અધિકમાં જે અભિ
માન કરે, તે ચોર અને દંડ લાયક છે.
એ સપ્તમસ્કંધમાં પ્રલ્હાદજીનું વાક્ય
છે. તેથી નિર્વાહ જેટલું ગ્રહણ કરવા
માં દોષનો સંબંધ નથી? એવી શંકા
ન કરવી. કારણ કે તે વચન જ્યાં સા
ધારણ મનુષ્યો બાબતનાં છે. અને આ
ત્મનિવેદનની વાતનો આરંભ કરીને તો
અહીં આ વચન કહ્યું નથી. તેથી એટલા

૧ મારૂં છે એમ માનવું તથા પેટ ભરાય એટલામાં પોતાનાપણું માન્યું છે.

એ કરીને અભિમાનથકી પેદા થયેલા દોષો ન થાય તોય પણ અભિમાન તો છેજ. તેથી તે કરતાં પહેલાં કહેલું સમર્પણ, તેનેજ ઉત્કૃષ્ટપણું[1] છે. એ રીતે આ ગ્રંથમાં સર્વ વસ્તુના સમર્પણના ઉપદેશે કરીને સ્વામીની વસ્તુ લેવાનો જે દોષ, તે નિવારણ કર્યો. આથી આગલ જેમ સમર્પણમાં દોષ પેદા ન થાય, તે પ્રકાર કહેવાસારૂ દોષવાળી જણશોના સંસર્ગનિષેધ[2]ની આજ્ઞા કરે છે.

॥ मूलश्लोक॥

**नमतं देवदेवस्य, सामिभुक्तसमर्पणं॥**

અર્થ-દેવના દેવ એટલે પૂજવાલાયકને પૂજવાલાયક એવા ભગવાન્ તેમને અર્ધો ભોગવેલાનું સમર્પણ માનેલું નથી. હવે ભાવાર્થ કહે છે જે, સુખ અને દુઃખ એટલામાંથી કોઈનો પણ સાક્ષાત્કાર[3]

૧ ઉત્તમપણું. ૨ ના. ૩ અનુભવ.

થવો તેનું નામ ભોગ તેને વસ્તુનો ઉસ્યો તેનું નામ ભુક્ત કહેવાય. ત્યારે શું કસ્યું? ને હરેક વસ્તુમાંથી લીધા પછી જાકી રહ્યું તે ભુક્તશેષ કહેવાય પણ વસ્તુના ખરા ખોટા પણાની પરીક્ષા કરવા સારૂ તેમાંથી લઈને મુખમાં નાખે, સુંઘે, હાથ નાખે તો બાકી રહ્યું તે સામીભુક્ત ન કહેવાય કેમ કે તે રહેલામાં ભુક્તશેષપણાનો વ્યવહાર નથી ત્યારે એમાં દોષ નથી તે મધ્યે કારણતો લેયા પછી ભોગવવાની ઈચ્છાનો અભાવ અથવા ભોગવવાનું મન થયા પછી તે લેવાસારૂ યત્નનો અભાવ[2] એન છે અને કોઈ વસ્તુનું વળી ખાવા વગેરેનું મન થઈ જાય તો એ ચેતન ને જીવ, તેને અપરાધીપણું છે. માનસિક[3] વ્યલિયારની પેઠે અચેતન વસ્તુને સામિભુક્ત

૧ અર્ધું ભોગવેલું. ૨ નહોવાપણું. ૩ મનથી કરેલા.

પણું નથી. ભેજાવાની ઈચ્છાથી હાથ-
થી લે, તો તે વસ્તુમાં પણ દોષ થાય. તે-
થી એવી વસ્તુ, સમર્પણ ક્રિયામાં[1] દોષ
કરે છે. તેથી એનું સમર્પણ સમ્મત નથી
એ અર્થ છે. એ રીતેં ફરી શ્રીગોકુલના-
થજીએં ભગવાન સારૂ લેલા કરેલા પ-
દાર્થોમાંથી કોઈ વજાત કોઈએં કોઈ
એક પોતાસારૂ લઈને કામમાં લગાડ્યું
તો તે વસ્તુને અર્ધ્યભુક્તપણું છે, એમ
આજ્ઞા કરી છે, તે આહીં કૈમુતિક[2] ન્યાયેં
કરીનેં ન સિધ્ધ થયું છે. તે એમ જે
ઉપર કહ્યું જે પોતાને લેવાસારૂ કોલ[3]
વગેરે ઉપાડે તો એ સામિભુક્ત થાય.
ત્યારેં શ્રીગોકુલનાથજીએં કહ્યું જે, એ-
માંથી જાયતો સામિભુક્ત થાય. એ-
માં નવાઈ શું? અને ફરી શ્રીગોકુલ-
નાથજી આજ્ઞા કરે છે. જે પોતાના ઉ-

---

૧ માનેલું નથી. ૨ હાથીપણ ડુબીજાય ત્યાં મનુષ્યની શી ગ-
ણતી એવો ન્યાય તે કૈમુતિક ન્યાય. ૩ કોથળીઓ.

પલોગ અથવા કામસારૂ લુગડાં વગેરે જે કાંઈ પોતાને ભોગઈએ તેટલુંજ ભગવાનને સમર્પીને તેને પોતાના કામમાં લઈને જાણી રહ્યું તે ભગવાનને સમર્પવાની ઈચ્છા કરે તો તે પણ સામિભુક્ત થયું. તેથી ન સમર્પવું એમ કહ્યું છે. તે ઉપર ભજેલા વચનથી આજ્ઞા કરે છે. કેમ કે, ત્યાં પોતાના ભોગવવાપણાનું અનુસંધાન છે. એજ એમાં દોષ ઉત્પન્ન કરવાનું બીજ, એટલે કારણ છે. કેમ કે પોતા સારૂ લાવ્યા હોઈએ અને તે સમર્પ્યુ હોય, તેના ગ્રહણ કરવામાં ભગવાનનો આપેલો પ્રસાદ છે એવી બુધ્ધિ કરી શકાતી નથી. તેથી અથવા ગૌણપણાથી શ્રી ગોકુલનાથજીએ એને સામિભુક્ત માન્યું છે. એમ શ્રી પુરૂષોત્તમજી આજ્ઞા કરે છે. જે મને

૧ યાદ.

જણાય છે તેમ ભગવાનની વસ્તુ જોવાનું મન થયા રૂપી અપરાધ થાય, તો મહારો અપરાધ નિવૃત્ત થાઓ, ફરી મને એવું ન થાઓ. એ રીતે દૈન્યભાવપૂર્વક ભગવાન્ જે છે, તેની પ્રાર્થના કરવા યોગ્ય છે. તેમાં વજ્ર ચિન્હ સહિત ભગવચ્ચરણારવિંદનું ધ્યાન કરવું. કેમ કે દીનતા છે તે ભગવાનને પ્રસન્ન થવાનું કારણ છે

॥श्लोक॥ (भा० तृ० अ० २८ श्लो० २२) यच्छौच निःसृत सरित्प्रवरोदकेन, तीर्थेन मूर्ध्न्यधिकृतेन शिवः शिवोऽभूत् ॥ध्यातुर्मनःशमलशैलनिसृष्टवज्रं, ध्यायेत् चिरं भगवतश्चरणारविंदम् ॥ અર્થ- જેના ચરણ ધોયાથી નિકળેલું જે નદીમાં શ્રેષ્ઠ જે ગંગાજી તે રૂપ, જે ચરણોદક જે તીર્થ તે માથે ચડાવ્યાથી શિવ છે તે શિવરૂપ[1] થયા છે. અને ધ્યાન કરનાર જે

૧ કલ્યાણરૂપ.

છે તેમના મનના જે દોષો, તે રૂપી પર્વત
ઉપર મૂક્યું છે, વજ્ર તે જેમાં છે એવાં
ભગવચ્ચરણારવિંદનું ધ્યાન કરવું. એ તૃ
તીયસ્કંધમાં શ્રીકપિલદેવજીનું વાક્ય
છે. અને ભક્તિનું પાપનાશકપણું પહેલાં
કરાવેલું છે. તેથી ભગવચ્ચરણના ધ્યાન
રૂપી સ્મરણમાં પણ પાપનાશકપણાને
ઉચિતપણું છે. તેથી વળી ભગવાનના ચર
ણચિન્હરૂપ અંકુશનું ધ્યાન કરવું॥ શ્લોક॥
॥ ॥ अंकुशो नागशिक्षायै, याव
द्भवति पुत्रक॥ तादृशं तद्भवेच्चिन्हं॥ અ
ર્થ- અંકુશ જે છે તે હે પુત્ર! હાથીની શિ
ક્ષાસારૂ છે એવું એ ચિન્હ છે. એ રીતે
પદ્મપુરાણમાં ચરણચિન્હાધ્યાયમાં અં-
કુશાકારને શિક્ષાને અર્થે કહ્યો છે॥
શ્લોક॥ लक्ष्यंते हि ध्वजांभोज, चक्रां-
कुशयवादिभिः॥ અર્થ- ધ્વજ, કમળ,

---

૧ યોગ્યપણું.

चक्र, वज्र, अंकुश, यव वगेरे चिन्होयें क
रीने चरणारविंदो ओलखाय छे. ए के-
कारणेना[1] श्रीसुबोधिनीजीमां मननो निग्र
ह करवासारु अंकुशनुं स्थापन कर्युं छे.
ए रीतें तात्पर्य कह्युं छे. तेथी अंकुशनुं
ध्यान करवुं. श्री पुरुषोत्तमजी आज्ञा करे
छे के, ए रीतें मने जे जणायुं ते प्रसं
गें करीने में कह्युं. जेम दोषवाली जग
राना संसर्गनो निषेध करीने समर्पण ए
टले अंगीकार करावावामां दोष न थाय.
एवा प्रकारनी आज्ञा करे छे.

॥ मूलश्लोक ॥

**तस्मादादौ सर्वकार्ये, सर्ववस्तुसमर्पणं ॥**

अर्थ - ते माटे पहेलांथी बधा काममां
बधी वस्तुनुं समर्पण मान्युं छे. हवे टी
का करे छे. जे कारणथी असमर्पितनो-

---

1 पोताना कुटुंभमां राखवासारु

સંસર્ગ અને સામિલુક્તનું સમર્પણ અયો
ગ્ય છે. તે કારણથી બધાં જે વેદનાં અને
સ્મૃતિનાં અને લૌકિક[1] કાર્યો તેમને વિષે પ
હેલાંથીજ બધી વસ્તુઓ જહાં જહાં જેતી
હોય, તેમનું સમર્પણ સમ્મત છે. એ અર્થ છે
એમ જણાય છે. કેમ કે ત્યાં ગરૂડપુરાણમાં
કહે છે જે ॥ ॥શ્લોક॥ ॥जगद्धातुमहे
शस्य, दिव्याज्ञा चरणावयं ॥इह नित्य क्रि
यां कुर्मः, स्निग्धा ये वैष्णवाश्च ते॥ અર્થ
જગતને ધારણ કરનારા જે મહેશ એટલે
મહોટા ઈશ તેમની દિવ્ય[2] આજ્ઞાપ્રમાણે ચા·
લનારા અમે છૈયે તેથી સંધ્યા વગેરે નિત્ય
કર્મ અમે કરીએં છૈયે. એવું જાણતા હોય
તે વૈષ્ણવ કહેવાય. એ રીતે વૈષ્ણવનાં લ
ક્ષણનું વાક્ય છે અને ॥શ્લોક॥ (ભા.એ.
અ.૨૭ શ્લો.૧૧) संध्योपास्त्यादि कर्माणि,
विधिना चोदितानि मे॥ पूजां तैः कल्पयेत्

---

૧ લોકનાં. ૨ દેવતાઈ.

सम्यक्, संकल्पः कर्मपावनीं ॥ અર્થ- સં
ધ્યા, ઉપાસના વગેરે કર્મ જે છે, તે મહારી
જે આજ્ઞા તેણે કરીને જ પ્રવર્ત્તેલ છે. તે સહિ
ત કર્મને પાવન કરનારી પૂજા કરવી. એ વા
ક્યથી પણ પોતાને ભગવાનના આજ્ઞાકારી[1]
પણું છે અને શ્રૌત અને સ્માર્ત્ત કર્મોને ભ
ગવદાજ્ઞા પ્રાપ્તપણું પણ છે. તે યાદ રાખીને
કર્મોને કરવાપણું છે. તે વિષ્ણુધર્મોત્તરમાં
શંકરગીતામાં કહ્યું છે. ॥શ્લોક॥ अपृष्ट्वा य
स्तु यां कांचित्क्रियां नारभते हरिं ॥ असं
भिन्नार्यमर्यादस्तस्य तुष्यति केशवः ॥
અર્થ- હરિને પૂછ્યા વિના જે કાંઈ કામ
હોય, તે ન કરતા હોય અને આર્યલોકોની
મર્યાદા જે ભાંગતા ન હોય, તેના ઉપર કે
શવ જે ભગવાન્ તે પ્રસન્ન થાય છે. એ વા
ક્યથી અને સ્વધર્મપણું એટલે દાસધર્મ
પણું પણ છે તેથી તે કર્મો કરવા સારૂ

---

૧ આજ્ઞાએં કરીને કરવાપણું.

ભગવાનને વિનતિ કરીને તેમાં જેતી જણ
શો બધી ભેગી કરીને કર્મ કરવાની ફરી
આજ્ઞા માગીને નાતની મ્હોટી રસોઈ વગે
રેનો ભગવાનના આગળ ભોગ ધરવો બની
શકે નહીં તેથી મને કરીને અને વચને કરી
ને સમર્પણ કરવું. શ્રાદ્ધ વગેરેમાં થોડી ર
સોઈ જ્યારે હોય, ત્યારે તો પ્રત્યક્ષવસ્તુ
ઓ તૈયાર હોય, તેમનુંજ સમર્પણ કરવું
એ રીતે લૌકિક કામમાં પણ પહેલાંથી સ
મર્પણ કરીને પછી તે કામ કરવું. વિજ્ઞાપ
ન એટલે વિનતિને સમર્પણ કહેવાનો વ્ય
વહાર નથી એવી શંકા ન કરવી. વિજ્ઞા
પના એટલે વિશેષે કરીને જ્ઞાપન જે
જણાવવું એટલે અર્થ સારી પેઠે સમ
જાવી દેવો. તેમાં તો સમર્પણ પ્રયોગ દે
ખાએ છે. "સમર્પકમિદંવાક્યં" એટલે -
આ વાક્ય, "સમર્પક" એટલે જણાવનારૂં
છે. અને "સમર્પકોયં" શબ્દઃ એટલે સમર્પ

કને જતાવનાર આ શબ્દ છે. એવો પંડિ
તનો વ્યવહાર છે. તેથી એ સમર્પણ શબ્દ
છે તેનો ઉપર કહેલી રીતેં સારાજ્ઞાન ક-
રાવવામાં શરવાલો છે. એ રીતેં નિવેદન
પદ પણ જાણવું. "निवेदितोजोऽगिरसा"
એટલે અંગિરાએં અજ ને બ્રહ્માજી આ
ગલ નિવેદન એટલે જણાવેલું છે. એ ઠેકા
ણે જણાવવાના અર્થમાં નિવેદન અને સ
મર્પણ, એવા પ્રયોગો થાયછે. ત્યાં શંકા
કરેછે કે સમર્પણ કરવાથી દોષોનો અ
ભાવ એ રીતેં થાઓ તો પણ ॥શ્લોક॥
(भा० ए० अ० ११ श्लो० २६) भक्तिस्त्वय्युप
युज्येत, कीदृशी सद्भिरादृता ॥ અર્થ-સ-
ત્પુરુષ જેને આદર કરે છે, એવી ભક્તિ કઈ
રીતની આપનામાં જોડાય છે? એ રીતેં
ઉધ્ધવજીએં પ્રશ્ન કર્યો, ત્યારેં ભગવાનેં
કહ્યું ॥શ્લોક॥ (भा० ए० अ० ११ श्लोक ३४)
मल्लिंग मद्भक्तजन, दर्शनस्पर्शनार्चनम् ॥

અર્થ- મહારા સ્વરૂપો અને મહારા ભક્તજનો તેમનું દર્શન અને સ્પર્શન એટલે ચરણસ્પર્શ વગેરે અને પૂજા એ વગેરે વચનોએં કરીને માર્ગનો ઉપદેશ કર્યો છે. તે માર્ગમાં નીચેના શ્લોક પ્રમાણે કહ્યું છે. ॥ ॥શ્લોક॥ अपिदीपावलोकं मे, नोपयुंज्यान्निवेदितम् ॥ અર્થ - દીવાનું અજવાળુ પણ નિવેદન કરેલું પોતાના કામમાં ન લેવું એવી આજ્ઞા, ભગવાને કરેલી છે. તેમ ન કરવાથી આજ્ઞાના ભંગનો દોષ, કેમ દૂર કરાય? તેથી ઉપર લજેલાં વચનોનો અનુવાદ કરીને એની વ્યવસ્થાની આજ્ઞા કરે છે.

॥मूलश्लोक॥

दत्तापहारवचनं, तथाचसकलंहरेः॥६॥
नग्राह्यमितिवाक्यंहि, भिन्नमार्गपरंमतं॥

અર્થ- દઈને લેવું એવી રીતનાં વચનો છે

1 દેખાણાની

એટલે દર્ઈને લઈ સેવારૂપ તેમાં દોષ જતાવે છે, એ વચન છે ત્યારે શું કહ્યું? ત્યાં કહે છે. જે હરિનું બધું ન લેવું એ વચનો છે તે જી ન્નમાર્ગ જાબતનાં છે. હવે ટીકા કરે છે. "દત્ત" એટલે ભગવાનને આપેલું તેનો અ પહાર એટલે તે ફરી જીવના ઉપયોગ સારૂ લેવું, તે તેમાં નિષિદ્ધપણાએં કરીને કહે વાય છે, તે દત્તાપહાર વચન છે" અપિ દીપાવલોકં મે" એ ન્નતનું વચન તે તે માર્ગના ઉપદેશમાં છે. ત્યારે હરિનું જે સર્વ, તે સમર્પીને પણ ન લેવું. એવા અ ર્થનું જે વાક્ય, તે ન્નૂદા માર્ગ જાબતનું છે. એટલે ભક્તિમાર્ગ થકી જીન્નમાર્ગ- જાબતનું માનેલ છે. આ એનો અર્થ છે. આ વચન એકાદશસ્કંધના અ- ગીઆરમા અધ્યાયમાં ભગવાનમાં નિશ્ચલ[2] મન રાખવાની આસક્તિમાં

૧ સારૂં નથી એમ. ૨ સ્થિર.

॥श्लोक॥ यद्यनीशो धारयितुं, मनोब्रह्मणि
निश्चलं॥ અર્થ-બ્રહ્મમાં નિશ્ચલ મન રા
ખવામાં જે સામર્થ્ય ન થાય તો એ વચન
વગેરે એનો અનુકલ્પ[1] કહ્યો છે. તેમાં જે
ભક્તિ, ઉપાસનાના સાધનરૂપી કહી છે તે[2]
નો પ્રકાર, જ્યારે ઉધ્ધવજીએ પૂછ્યો, ત્યા
રે ॥श्लोक॥ ॥ ॥ मल्लिंगमद्भक्त-
जन, दर्शनस्पर्शनार्चनं ॥ અર્થ- મહારા
સ્વરૂપોનું દર્શન, મહારા ભક્તજનનો સ્પ
ર્શ વગેરે જે વચનમાં કહ્યા છે. તે વચન
આદિ લઈને આઠ શ્લોકોએં કરીને તે
માર્ગનો ઉપદેશ કર્યો છે. તેમાં "દત્તાપહાર"
એ વચન છે. ત્યાં જેમ. પોતાના સ્વરૂપ
દર્શન વગેરે ધર્મો જૂદા કહ્યા છે. તેજ રી
તે વૈદિકી, એટલે વેદની અને તાંત્રિકી
એટલે નારદપંચરાત્ર વગેરેની દીક્ષાપણ
જૂદી કહી છે. તે આ માર્ગમાં નથી. આ

૧ જે કર્મ ન બને તેનો બદલો. ૨ પહેલા કહેલી ભક્તિનો.

हीं तो मार्गनो उपदेश करवो छे. तेम
द्दास्यें करीने आत्मनिवेदन पण भूडुं कह्युं
छे. ते पण आ मार्गमां मुख्य धर्मपणाऐं क
रीने कह्युं नथी. आ मार्गमां तो अधिकार
पणाऐं करीने पहेला करवानुं कहेलुं छे. ते
म आगल कह्युं छे ॥ श्लोक ॥ (भा०ए० अ०११
श्लो०४७) इष्टापूर्त्तेन मामेवं, योयजेत स
माहितः॥ लभते मयि सद्भक्तिं, मत्स्मृतिं
साधुसेवया ॥ अर्थ-ईष्ट एटले पूजा व-
गेरे अने आपूर्त्त एटले कूवा, तलाव, विश्रा
मा वगेरे करवा. एणे करीने उपर लखेली
रीत प्रमाणे मने भजे तो म्हारे विषे सद्भ-
क्तिने अने साधु एटले सारा पुरुषोनी सेवा
ऐं करीने म्हारी यादने पामे. ए वचनथी
एम कर्याथी भक्तिनो लाभ तथा भगवा
ननी स्मृति, फलपणाऐं करीनें आहीं क
ही छे. अने सिद्धांत रहस्यमां कहेवाय छे
जे मार्ग, ते तो ॥ श्लोक ॥ सूर्योग्निर्ब्राह्मणा

गावो, वैष्णवः खं मरुज्जलम् ॥ भूरात्मा
सर्वभूतानि, भद्रपूजा पदानि मे ॥ અર્થ-
સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાયો, વૈષ્ણવ, આ-
કાશ, પવન, જળ, પૃથ્વી, આત્મા અને સર્વ
પ્રાણિમાત્ર એ વગેરે કરીને અગ્યાર પૂજા-
નાં સ્થાન જણાવ્યાં છે ॥શ્લોક॥ (ભા૦ એ૦
अ०११ श्लो०४९) अथैतत्परमं गुह्यं, शृण्वतो
यदुनंदन ॥ सुगोप्यमपि वक्ष्यामि, त्वं मे
भृत्यः सुहृत्सखा ॥ અર્થ-હવે હે યદુનંદન
ઉધ્ધવજી! તમે સાંભળો-એ રીતે પરમ ગુહ્ય
એટલે પરમ છાનું, તે અત્યંત છાનું છે તો એ
પણ તમે મ્હારા ભૃત્ય એટલે ચાકર અને
સુહૃત્ એટલે પછવાડે વાંકું જોઈને તે સહી
ન શકે એવા તથા સખા એટલે સરખા સ્વ
ભાવવાળા હોય તથા સરખું કામ કરનારા
હોય, તે સખા, તે તમે છો તેથી હું કહું છું
એ રીતે છાનું કહેવાની પ્રતિજ્ઞા ભગવાને
કરીને પછી બારમા અધ્યાયમાં તે ભક્તિ

ને કહીને આગલ છ અધ્યાયે કરીને પ
ણ ઉધ્ધવજીના પૂછ્યા પ્રમાણે કહીને પછી
ઓગણીશમા અધ્યાયમાં ॥શ્લોક॥ (ભા૦એ૦
અ૦૧૯ શ્લો૦૮) आख्याहि विश्वेश्वर विश्व
मूर्त्ते, त्वद्भक्तियोगंचमहद्विमृग्यम् ॥ અર્થ-
હે વિશ્વમૂર્ત્તે! એટલે વિશ્વ જેની મૂર્ત્તિ છે
એવા ભગવાન્ અને વિશ્વના ઈશ્વર તમા-
રો ભક્તિયોગ, જેને મહાપુરૂષો શોધે છે, તે
કહો? એ રીતે મહોટા પુરૂષોને શોધવા
લાયક ભક્તિ ફરી ઉધ્ધવજીએ પૂછી ત્યા
રેં ભગવાનેં કહ્યું જે ॥શ્લોક॥ (ભા૦ એ૦
અ૦૧૯ શ્લો૦૧૯) भक्तियोगः पुरैवोक्तः, प्री
यमाणाय तेऽनघ॥ पुनश्च कथयिष्या
मि, मद्भक्तेः कारणं परम् ॥ અર્થ- ભક્તિ
યોગ જેને પ્રિય લાગે એવા હે નિષ્પાપ ઉ
ધ્ધવ! તમને મેં ભક્તિયોગ કહ્યો અને ફ
રીપણ મારી ભક્તિનું પરમ કારણ તે ત
મને હું કહું છું. એ બારમા અધ્યાયની

कहेली भक्ति, तेनी याद करावीने तेना पर
म कारण पणाए करीने कहेला अर्थनी फरी
कहेवानी प्रतिज्ञा करीने ॥ श्लोक ॥ (भा० ए०-
अ० ११ श्लो० २४) एवं धर्मैर्मनुष्याणा,मुद्धवा
त्मनिवेदिनां ॥ मयि संजायते भक्तिः, कोऽ
न्यो र्थोस्यावशिष्यते ॥ अर्थ - हे उध्धव !
आत्मनिवेदन जेमणे कर्युं छे एवा मनु
ष्यो, तेमने उपर कहेला धर्मोए करीने म
हारे विषे भक्ति थाय छे. ते उपरांत बाकी
कयो अर्थ रहे छे? ए रीते पांचमा श्लोक
मां भक्तिनी प्राप्तिए करीने पुरुषार्थनी
समाप्ति करीने संवाद पूरो कर्यो छे. तेथी
अधिकारना भेदथी तथा साधनना भेदथी
पण भक्तिमार्गनो भेद एटले जूदापणुं
सिध्ध थयुं. त्यारे दत्तापहार जतावनार
जे वचन, ते ज्यां कह्युं छे, ते बीजा मार्गनुं ज
छे. कोई आ मार्गजाजतनुं नथी तेथी आ
मार्गमां समर्पित जे होय, तेने फरी सम-

पीने एटले अंगीकार करावीने ग्रहण कर
वामां आज्ञालंग दोष नथी. अने दत्ताप
हारने जतावनार जे " अपि दीपावलोकं मे"
ए वगेरे वचनोनो विरोधपण नथी एम
जाणवुं. त्यां शंका करेछे. ए रीतें वाक्यवि
रोध परिहार एटले वाक्यनो विरोध मट
डवा वगेरे थाओ, तो ए पण सर्व कामनां
पहेलांथी सर्ववस्तुनुं समर्पण अने अस
मर्पितवस्तुनो त्याग जे कह्यो, ते अशक्यो
पदेश एटले न बने एवा उपदेशरूपी छे
कां जे जयां कार्य पहेलां जाणी शकातां न
थी. ज्वर वगेरे रोगनां पथ्यपणाए वैद्यें
तेज वखतें खावानुं कह्युं होय, ते पहेलां
थी जाणी शकातुं नथी तेथी अशक्यो
पदेश छे. तेम कोईक पोतानो कुटुंबी अ
थवा वेहेवाई होय अथवा पोताना शिष्य
एटले सेवक अथवा जेने घेर हाथी वगेरे
बंधाता होय, एवुं महोटुं माणस होय,

ते विनयपूर्वक[1] अथवा जलोलारें[2] करीने पो
ताना घरमां भोजन करावे अने वस्त्र, अलं
कार वगेरे आपे, त्यारें तेनुं समर्पण पहेलां
थी करी शकाय नहीं. तेथी असमर्पितव
स्तुनो त्याग ते न जनी शके एवो छे. ए
म ज्यारें छे त्यारें पोताना स्वधर्मनो निर्वाह
केम थाशे? एवी आशंकामां आज्ञा करे छे

॥ मूलश्लोक ॥

सेवकानां यथालोके, व्यवहारः प्रसि
ध्यति॥७॥ तथा कार्य समर्प्यैव ॥

अर्थ-सेवकोनो लोकमां जे रीतें व्यवहार
शुध्ध थाय छे तेम समर्पीने जधुं करवुं.
तेथकी जधाने ब्रह्मपणुं थाय छे. हवे
टीका करे छे. सेवा करनार ते सेवक कहे
वाय. तेमनो लोक व्यवहार प्रसिध्ध छे.
तेम समर्पीने करवुं. निष्कपट जे सेवक

1 नम्रतापूर्वक. 2 जोरावरीथी.

होयते पोताना गुरुने तथा पोताना मा
लकने कार्य करवाथी पहेलां अथवा प-
छी कोई जे वखत पण विनति करे छे. ते
रीतें समर्पीने व्यवहार करवो. विनतिना
अर्थमां समर्पणनो अर्थ जे छे ते फेरा
वेलो छे. तेथी समर्पीने व्यवहार करवो.
वली व्यवहार एटले सत्वगुण, रजोगु-
ण, तमोगुण, मन, अने पंच महाभूत,
शब्द, स्पर्श, रूप, रस, गंध, ए मात्रा
ओ, इंद्रियो अने प्राण, ए बधानो
ललसेल थईने जे व्यापार थाय, ते
व्यवहार तेनेम सेवकोनो सिध्ध थाय
छे. ए रीतें बधुं समर्पीनेज करवुं. ॥
श्लोक॥ (भा॰ नृ॰ अ॰ २२ श्लो॰ १२) उद्यत
स्य हि कामस्य, प्रतिवादो न शस्यते॥
अपि निर्मुक्तसंगस्य, कामरक्तस्य किं
पुनः॥ अर्थ- जे कोई पोताने जे काम
प्राप्त थयो, तेनीना पाडवामां वखाण

१ मनोरथ.

નથી. જેણે સંગ મૂક્યો હોય, તેને પણ ના ન
પાડવી. તો જે જીવ કામમાં આસક્ત હોય, તેણે
તો શેનીજ ના પાડવી? એ વાક્ય છે, તેથી કા
મને જે છે તેની ના પાડી શકાતી નથી. ત્યારે
પોતાને કોઈ જણશ ખાવાની ઈચ્છા થાય તો,
પ્રભુના આગળ વિનતિ કરીને તે જણશ કરી
ને પછી ભોગ ધરીને તેનો ઉપભોગ કરવો.

॥શ્લોક॥ (ભા૰ એ૰ અ૰ ૧૧ શ્લો૰ ૪૧) यद्यदि
ष्टतमं लोके, यच्चातिप्रियमात्मनः॥ तत्त
न्निवेदयेन्मह्यं, तदानंत्याय कल्पते॥ અ
ર્થ- જે જે લોકમાં બહુજ ગમતી જણશ ક[1]
હેવાતી હોય, અને જે પોતાને અતિપ્રિય હો
ય, તે મને અર્પણ કરવી. ત્યારે તેનું અનંત
ફલ થાય છે. એ રીતે એકાદશસ્કંધમાં સ
દ્ધત ભક્તિના કથનમાં ભગવાનનું વાક્ય
છે. જે રીતે પોતામાં અસામર્થ્યથી બધી
રસોઈ ન બની શકે તોય પણ ભક્તિ, કુશ-

૧ કહેવું.

ની મર્યાદાના નિર્વાહસારૂ જથી રસોઈ જી
ન્નથી કરાવીને પોતાના નેરસી પોતે કરીને
ભ્નોગ ધરે તો એમાં દોષ નથી. કેમ કે લોકનો
વ્યવહાર એમજ થાય છે. પણ એટલું એ
માં વિશેષ છે જે એકાદશ સ્કંધના ઓગ-
ણીશમા અધ્યાયમાં ભ્નક્તિના પરમ કાર
ણપણાએં કરીને જે ધર્મો કહ્યા છે, "શ્ર-
દ્ધામૃતકથાયાં" એ વગેરે સાડા ચાર શ્લો
કએં કરીને ત્યાં સર્વકામનું વિવર્જન એટ
લે ભ્નગવાનને અર્થે ભ્નગવાનની સેવામાં
આડા પડનારા એવા ભ્નોગ તથા સુખ
એનો ત્યાગ કહ્યો છે. તેથી આ ઉપર જ
જેલો પક્ષ છે તે એનાથી વિરૂધ્ધ છે.
માટે મુખ્ય સાધનની પદવીને એ પ્રકાર
પામતો નથી. તેથી એમજ કરતો હોય
તેને "જુષમાણશ્ચ તાન્ કામાન્ ઇતિ ન્યાયે
ન" અર્થ-તે બધાં કામસુખને ભ્નોગવે પણ તેમાં
દુઃખ ઘણું છે. એ રીતેં જાણીને તેની નિંદા

કરે; એ રીતેં ભગવાને એકાદશસ્કંધમાં ભ
ક્તિમાર્ગની રીતમાં આજ્ઞા કરી છે. તેથી ઉ
પર લખેલા પ્રકારેં ચાલવામાં ગ્લાનિ રાખ-
વી અને ॥શ્લોક॥ अशक्येवा सुशक्ये
वा,सर्वथा शरणं हरिः॥ અર્થ-જે બની
શકે અને જે ન બની શકે, તેમાં સર્વ પ્રકાર
થી હરિ જે દુઃખ હરનારા ભગવાન તે ર
ક્ષા કરનારા છે. એ ભાવના કરવી. અને
અંકુશ તથા વજ્રનાં ચિન્હ સહિત જે ભ
ગવચ્ચરણ, તેનું ધ્યાન કરવું. જેથી મનનો
દોષ તરત મટે. એ વાત પ્રસંગથી કહી છે.
આ જગ્યાએં સમર્પીને કરવું એ વચનથી
સમર્પણ જે છે, તે પેહેલી વખતમાં કરવું.
એમ સમન્વય છે, ત્યારેં ટીકામાં પેહેલા અ
થવા પછી એમ કેમ કેહેવાય? એવી શંકા
ન કરવી. આમાં સેવકના લોકવ્યવહાર
ની પેઠેં ભગવત્સેવકના વ્યવહારની સિ

૧ એમ ભણવું જે આ ઠીક નથી થતું.

ઘિ સારૂ પછી પણ કરવું પ્રાપ્ત થાય છે. તે
થી સમર્પીને એ પદનું કાર્યના વિશેષણ
માંજ તાત્પર્ય છે. એવા તાત્પર્ય કરીને પછી
પણ સમર્પણ કરવું. એમ ટીકામાં કહ્યું છે
કોને વખત જતાવવામાં મતલબ નથી
તેથી શંકા ન કરવી. નહીં તો "तस्मादादौ स
र्व कार्ये" એ વચનની ટીકામાં પહેલાંથી
બધા કામમાં સમર્પણ કરવું, એમ પ્રથમ
આવ્યું છે. તેથી પહેલાં કહેવાની વાત, ફ
રી કહેવી વ્યર્થ પડે છે. તેથી પછી કરવું ને
કહ્યું, તેમાં કાંઈ દોષ નથી. એ રીતે સર્વ
દોષોની નિવૃત્તિનું સ્વરૂપ, અને ફરી તે પે
દા ન થવાનો ઉપાય અને પછી સમર્પ-
ણ કર્યાથી દોષ રહિતપણાનો પ્રકાર "उ
च्छिष्ट भोजिनो दासाः" અને "अपि दीपाव-
लोकं मे" એવા વિરૂધ્ધ વાક્યોની વ્યવ-
સ્થા કરીને આજ્ઞાના નિર્વાહનો પ્રકાર, અ

---

૧ અભિપ્રાય. ૨ વાક્યોમાં જુદાં જુદાં ઠેકાણાં.

ने व्यवहारप्रमाणे चालतां पण दोष न थवानो प्रकार, एनो उपदेश करीने तेना फल
नी आज्ञा करे छे.

॥ मूलश्लोक ॥

## सर्वेषां ब्रह्मता ततः ॥

अर्थ—तेथकी जधाने ब्रह्मता थाय छे. तेमाटे एवा पदे करीने पेहलानुं करेलुं जधुं साधन याद करे छे. त्यारें उपर कहेली रीतें ब्रह्मसंबंधथी लईने साधन कर्याथी जधा आत्मनिवेदीओने ब्रह्मता एटले दोष रहितपणुं अने भगवाननी जणशोनी सम[1]ता थाय छे। श्लोक॥ निर्दोषं हि समं ब्रह्म॥ अर्थ—ब्रह्म छे ते निर्दोष अने जधी जगाएं सरखुं छे. ए वचनथी ब्रह्म, उपर कह्या प्रमाणे छे. तेथी तेनी आज्ञाए करीने कृपाथी एवुं थाय छे. तेथी कलिकाल वगेरे ना दोषो, तेनो आत्मनिवेदी ओना विषे

---

१ सरखापणुं.

जलाव छे. तेथी तेमनी करेली सेवानो प्र
लु अंगीकार करे, त्यारें सुखें करीने फल
वानू थाय छे. ए अर्थ छे. ए रीतें सर्व
दोषनी निवृत्तिना उपायनो उपदेश करी
ने दोषोने स्वरूपथकी विद्यमानपणुं छे.
त्यारें तेओनुं सेवामां अप्रतिबंधकपणुं[1]
सारी रीतें जाणी शकातुं नथी. एम थया
थी अविश्वास अथवा संदेह थाय तो
हलका अधिकारीओने "संशयात्मा विन
श्यति" ए वाक्य प्रमाणे करी सर्व नाश
नी प्राप्ति थाय, तेनुं निवारण करवासा
रु सिंहावलोकनें[2] करीने पहेला कहेलुं या
द करीने दृष्टांतनी रीतें दोषोनी निवृत्ति-
नुं स्वरूप, जाणवानो उपाय आज्ञा
करे छे.

## ॥ मूलश्लोक ॥

---

१ आडा न पडवापणुं. २ सिंह जेम आगल चाले अने पाछल जुवे तेम जोवुं.

॥ गंगात्वं सर्वदोषाणां, गुंणदोषादिवर्णनात् ॥ ८ ॥ गंगात्वेन निरूप्यस्या, त्तद्वदत्रापि चैव हि ॥ इति॥

અર્થ - બધા દોષોને ગંગાપણું છે જેમ તરેહ તરેહના જલોના ગુણદોષનું એટલે સારા ભુંડાનું વર્ણન થાય છે. તેમ તે ગંગાજીમાં મળ્યાથી તે બધા ગંગાપણાએં કરીનેજ ગણાય છે. તેમ આંહિં બ્રહ્મસંબંધમાં પણ ઘટે છે. હવે ટીકા કરે છે. આ શ્લોકમાં આ ગલ જેને દૃષ્ટાંત દે છે તે વાક્યમાં "તદ્વત્[1]" એવું પદ છે તેથી પહેલા વચનમાં "યદ્વત્[2]" એ પદનો અધ્યાહાર[3] કરવો. ત્યારે ગંગામાં મળેલા જે બધા દોષો, ગલી તથા ખાલ વગેરેના પાણીનું પાન અને સ્નાન, તેના ગુણદોષો તેમને નિશ્ચય કરીને ગંગાપણું છે. તેમ બ્રહ્મસંબંધ કરવામાં પણ

૧ તેમ. ૨ જેમ. ૩ મેળવણ.

ઉપર કહેલી રીત પ્રમાણે ભગવદીયપણા
એં કરીનેં અને મૂલશ્લોકમાં ચકાર છે
તેમાં "ચ" અને "એવ" છે તેથી ભગવાનની
યાદ વગેરેના ઘણાપણાએં કરીને પણ
જે દોષો પોતાના સ્વરૂપેં કરીને રહ્યા ન
થી, અને જણાતા નથી, તોએ પણ ગંગા
જીએં કરીને ગલી વગેરેના પાણીઓ વ
ગેરે મલે છે. તેમના પણ સ્વરૂપનો નાશ
જ છે. કનિષ્ઠ અધિકારીઓને એમ જા
ણીને પોતાના આત્મોની સારી રીતેં રક્ષા
કરવી. શ્રુતિમાં અને વ્યાસસૂત્રમાં ત
ત્કૃત ન્યાય છે. તે પ્રસિદ્ધ છે. તેથી સ-
ર્વદા ભગવદીયપણાના અનુસંધાનેં કરી
ને ભગવદીયપણું સિદ્ધ થાય છે. તેથી
આત્માનું રક્ષણ કરવું. આ પ્રાચીનોને
અનુસાર વ્યાખ્યાન કર્યું. મને તો બી
જું પણ આંહીં કંઈક જણાય છે. જે

૧ આત્મા એટલે મન. ૨ સંદેહથી તથા અવિશ્વાસથી અપાવ કરવો. ૩ જે ને યજ્ઞ ભણે તેણેં કરીને જીવને ગમતું ફલ થાય એટલે જેવું સાધન કરે તેવું ફલ થાય.

એટલુંજ શ્રી આચાર્યજીના અભિપ્રાયમાં
હોત તો "નમંતવ્યાઃ કથંચન" એટલે એ
દોષો કોઈ રીતેં માનવા નહીં. એમ કહીને
"ગંગાત્વં" એ ઊપર લખેલો શ્લોક કહેત પ
ણ આ શ્લોક, ત્યાં ન કહીને "સર્વેષાં બ્રહ્મ
તા તતઃ" એટલે સર્વને બ્રહ્મતા થાય છે. એ
ટલેં બ્રહ્મતારૂપી ફલ કહ્યા પછી કહ્યું, તે
થી ફલબોધકપણું[1] પણ શ્રી આચાર્યજી
ના અભિપ્રાયમાં છે. ત્યારેં પહેલાં બ્રહ્મ
સંબંધેં કરીને દોષનિવૃત્તિ કહીને આગલ
થનારા જે દોષો, તેનો સંસર્ગ ન થવા સારૂં
જે સમર્પણ તે એક તો ભગવદ્ધર્મ એટલે
ભક્તિમાર્ગના ધર્મો, તેમને અનુસાર[2] અને
બીજું લૌકિક વ્યવહારને અનુસાર એમ
બે તરેહનું કહ્યું, તેમાં પહેલું એટલે ભ-
ક્તિમાર્ગને અનુરોધી[3] કરે, તેમાં બ્રહ્મતા
રૂપી ફલ કહ્યું છે. બીજું એટલે લૌકિક

૧ જણાવનારપણું. ૨ તે પ્રમાણે. ૩ તેના હિસાબ પ્રમાણે.

વ્યવહારાનુરોધી કરે, તો ગંગામાં મળેલા દોષોની પેઠે બ્રહ્મસંબંધનું, દોષોની નિવૃત્તિમાત્રજ ફલ કહ્યું છે. તેણે કરીને સેવા ફલમાં રહેલું મધ્યમ અને જઘન્ય, એટલે કનિષ્ટ તેના ફલમાં ઉપયોગી સેવામાં સહાય કરનારપણું તે ક્રમેં કરીને સિદ્ધ થાય છે. તેથી બીજા માર્ગમાં જે દોષોની નિવૃત્તિ છે, તે બીજા સાધનની ગરજ રાખે છે. તેમ સેવાના અધિકારને પેદા કરનાર જે બ્રહ્મસંબંધરૂપી સંસ્કાર, તેનું આનુસંગિક એટલે વગર કરે વચ્ચમાં થઈ જનાર ફલ છે. તેથી આ ગ્રંથનું સિદ્ધાંતરહસ્ય એટલે સિદ્ધાંતના છાનાપણું છે, એમ પણ જણાય છે. હવે ટીકા પૂરી કરતી વખતે શ્રીપુરૂષોત્તમજી નીચેનો શ્લોક આજ્ઞા કરે છે.

॥श्लोक॥ एवं प्रभु प्रेरणया विभातं, यन्मे तदुक्तं नहि तत्स्वबुध्ध्या ॥ अतः

स्वदासे करुणां वितन्वन्स एव मे स्वात मलं करोतु ॥१॥ अर्थ- जे रीतें प्रभुनी प्रेरणाथी विशेषें करीने जे मने जणायुं, ते में कह्युं छे. पण कांई मारी बुध्धिथी कह्युं नथी. तेथी पोताना दासने विषे करुणानो विस्तार करता तेज श्री आचार्यजी महाराज स्वांत जे अंतःकरण तेने शोभायमान करो. ॥ श्लोक ॥ यदत्र सदसद्वापि, जीवबुध्ध्योदितं क्वचित् ॥ क्षमंत्वाचार्यचरणास्ते मे संतु कृपालवः॥ ॥२॥ अर्थ- आटीकामां सत् अथवा असत् जीव बुध्धिए करीने में कांई जणाव्युं कह्युं होय, ते श्री आचार्यचरण मने क्षमा करो. केम के ते महारे विषे कृपालु छे. ॥ शुभंभवत्विति ॥

इतिश्री पुरुषोत्तमजी-
कृत सिद्धांतरहस्यनी
टीकानुं गुजराती भा-
षांतर संपूर्ण ॥ ॥